શ્રી પરમાત્મને નમઃ

# શ્રી જીનગુણ સ્તવનાદિ.

તથા

# ગુંહુલી સંગ્રહ.




કર્તા અને પ્રકાશક

શ્રી મોહનલાલજી મહારાજના પ્ર. શિષ્ય

**શ્રી કલ્યાણમુનિજી મહારાજ.**

મુ. પાલણપુર.




કિંમત રૂ. ૦ ૮ ૦

શ્રી પરમાત્મને નમઃ

# શ્રી જીનગુણ સ્તવનાદિ.

તથા

# ગુંહુલા સગ્રહ.



કર્ત્તા અને પ્રકાશક,

**શ્રી મોહનલાલજી મહારાજના પ્ર. શિષ્ય**

**શ્રી કલ્યાણમુનિજી મહારાજ.**

**મુ. પાલણપુર.**



પ્રત. ૧૦૦૦ આવૃત્તિ ૧લી.

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫.

શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસમાં શા. મણીલાલ ઉગરચંદે છાપ્યું

કાલુપુર ટંકશાલ - **અમદાવાદ.**



કિમ્મત રૂ. ૦-૪-૦

# સુચના.



આ પુસ્તક સુધારવામાં મુનિ મહારાજ વિહારમાં
હોવાથી કાંઇપણ કાનો, માત્ર, મીંડીની
અસુદ્ધતા રહી ગઈ હોય તો
તેને માટે અમો માફી
માગીએ છીએ.



શ્રી મોહનલાલજી જૈન પાઠશાળાના
સેક્રેટરી,
ઝવેરી મોહનલાલ ડાહ્યાભાઈ.

श्री परमात्मने नमः



# પ્રસ્તાવના.

સજ્જનો સંસારમાં કર્મની સાથે સંગ્રામ કરનારને માટે ભક્તિ અને વૈરાગ્ય, એ બે અમોઘ શસ્ત્રોછે. જગતવાસી જીવો, જ્યારે જ્યારે કર્મોથી વિજયવંત નિવડયા છે ત્યારે ત્યારે આ બે શસ્ત્રોના ઉપયોગથીજ, એમ શાસ્ત્ર પ્રમાણુથી સ્પષ્ટતા જણાય છે. માત્ર એ વાત નિર્વિવાદ છે કે, ભક્તિ તથા વૈરાગ્ય શુદ્ધ દેવ સંબંધી અને તત્વના સમ્યક્ જ્ઞાન પૂર્વક હોવાં જોઈએ માટે તેજ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોવામાં આવેતો આ પુસ્તક ભક્તિ અને વૈરાગ્યથી ભરપૂર છે. જો ધ્યાન પૂર્વક પુસ્તકો લ્લેખિત બાબતો ઉપર લક્ષ આપી મનન કરવામાં આવેતો, આ પુસ્તકની શ્રવણુ અને વાંચન ક્રિયા મોક્ષ પદ આપી શકે એમાં લેશ માત્ર પણુ સંદેહ નથી આ લઘુ પુસ્તકમાં સ્તવનો, સઝાયો, ઉપદેશકપદો, કવાલીયો, ગુંહુલીઓ વિગેરે વૈરાગ્ય સમયની યોજના કરેલ છે કે એકવાર મનન કરવાથી પ્રાણિ વૈરાગ્યવાસિત થઇ જાય ઈત્યલં વિસ્તરેણુ.



## આ પુસ્તક છપાવવામાં સહાય આપનાર સદ્‌ગૃહસ્થોના નામ.

---

| રૂા. સંખ્યા | નામ | ગામ |
| --- | --- | --- |
| ૮૦-૦-૦ | કોઠારી વીરચંદ જેકરણ. હસ્તે ચીમનલાલ. | મેમદપુરવાલા. |
| ૫૧-૦-૦ | દોશી દુર્લભરામ ગુલાબચંદ. | બસુવાલા. |
| ૨૫-૦-૦ | ગાંધી જેકાભાઇ હરિચંદ | ગામ ગાયડવાલા |
| ૨૫-૦-૦ | સોમાણી બાદરભાઇ નાથાભાઈ. | ચંડીસર. |
| ૨૦-૦-૦ | શા. કાંતિલાલ અમુલખ હેમચંદ. | પાલણપુર |
| ૨૫-૦-૦ | શા. મોહનલાલ વાડીલાલ. જેવંતભાઇ. | મુંડવાડાવાલા. હાલ. મું. બસુ |
| ૨૨૬-૦-૦ | | |

## प्रवर्तकजी श्री कांतिमुनिजी महाराज.



**जन्म** संवत १९१४ जेठ सुद ११ | **दीक्षा** संवत १९४३ मागसर वद २ | **प्रवर्तकपदवी** सं. १९७४ असाड सुद २

ડીનાક્ષ પ્રેસ-અમદાવાદ

## मुनिमहाराज श्री कल्याणमुनिजी महाराज.



**जन्म** संवत १९३८
वैशाक सुद ६

**दीक्षा** संवत १९५४
वैशाक सुद ६

ફીનીક્ષ પ્રેસ અમદાવાદ.

# શ્રી જીનગુણ સ્તવનાદિ
## તથા
# ગહુંલી સંગ્રહ.

---

## આદિશ્વર ભગવાનનું સ્તવન.



નથી જગતમાં સાથ સબંધી વિના ત્રીભુવન નાથ—એ રાગ.

આદિશ્વર ભગવાનરે જીવડા, પુજો તમે એકતાન;
મલી છે માનવ દેહરે જીવડા, ધરો પ્રભુનું ધ્યાન.
જીનવર મુરતીનું દર્શન પામ્યો, પુરવ પુણ્યે આજ;
તનમયતા એક તાન કરીને, સાધો લેને કાજ.
માનવ ભવના જેવું, બીજે બને નહિ તેવું;
એમ જાણીને ઝાલ્યો હાથ, ભવમાં શરણું લીધુ નાથ. આદિશ્વર.

શાખી.

પ્રથમ જીનેશ્વર સેવતાં, પામે પદ નિરવાણ:
તે માટે પુજા કરો, ધરોને નિરમલ ધ્યાન.
માનવ-બીજે-એમ-ભવ. આદિશ્વર.

શાખી.

જગદીશ્વર જગનાથ છે, તારણ તરણ જહાજ;
મહેર કરીને દીજીએ, મોક્ષપુરીનું રાજ.
માનવ-બીજે-એમ-ભવ. આદિશ્વર.

શાખી.

ભવ સાગરમાં ડુબતાં, તાર્યા પ્રાણી અનેક;
એવા ઉપકારી પ્રભુ. રાખુ તમારી ટેક.
માનવ-બીજે-એમ-ભવ. આદિશ્વર.

શાખી.

ઘાતી કરમને દુર કરી, પામ્યો કેવળ જ્ઞાન;
સિદ્ધ સિલા પર જઈ વસ્યા, તેનું ધરીએ ધ્યાન.
માનવ-બીજે-એમ-ભવ. આદિશ્વર

શાખી.

નિરમલ ગુણ સુણી સદા, કરીએ નિર્મલ ચીત;
કલ્યાણ મુનિના હ્રદયમાં, આવી વસજો નિત્ત.
માનવ-બીજે-એમ-ભવ. આદિશ્વર.

---

## અજીતનાથ ભગવાનનું સ્તવન.

॥ રાગ કાનુડો ॥

મને મલશે મારો અજીતજીન સ્વામી, એક ચીતથી દર્શન કરતાં.
કાંઈ ન રહે ખામી, મને મલશે મારો અજીતજીન સ્વામી.
અજીત પ્રભુનું મુખડુ જોતાં, કરી કર્મની હાણી. મને.
માયા મમતા દુર કરીને, સેવીશું જીન વાણી. મને.
દુસ્તર ભવ સાગર તરવાને, જીનવાણી ચીત જામી. મને.
ભક્ત વત્સલની ભક્તિ કરતાં, નાંખ્યું મિથ્યાત્ત્વ વાંમી. મને.
ખાવુ ન સુજે પીવુ ન સુજે, ધ્યાન તમારૂ ધારી. મને.
મન મારૂ લાગ્યુ એક તાને, પ્રભુજી છો ઉપગારી. મને.

ધારી ધારીને મુરતિ નિહાળી, પાપ નાખ્યું છે પખાળી. મને.
સુખ કર દુખ હર અજીત જીનેશ્વર, સેવા લાગે છે વહાલી. મને.
શીવ સુખ આપો ભવ દુખ કાપો. શરણે આવ્યોછુ તમારી. મને.
કલ્યાણ મુનિ કરજોડી વીનવે, વારી જાઊ વાર હજારી. મને.

## સંભવ નાથજીનું સ્તવન.

( વિમલાચલવાસી મારા વહાલા ) એ રાગ.

સંભવનાથ સ્વામી મારા વહાલા. સહાયતા આપો સહી આપો સહી.
તુમ દર્શન વિના દુખ પામુ. જીણંદ દુખ કાપો સહી કાપો સહી.
વિપતી વીદારો ભવોદધી તારો, સંભવનાથ મહારાજ.
હળી મળી સહુ દર્શન જઇએ, આત્મસ્વરૂપને કાજ. સહાયતા.
દર્શન કરશું પાવન થઈશું, લેશુ જીનવર નામ,
સંભવનાથની મુદ્રા જોતાં, સફલ થશે સહુ કામ. સહાયતા.
તુમ રાજા અમ રંક ભીખારી, યાચું ભિક્ષા ભારી,
સન્મુખ ઉભા ઓલગ કરીએ, ભવજલ પાર ઉતારી. સહાયતા.
પૂરવ પુણ્ય પ્રતાપે મલીયા, જપતાં તુટયાં દલીઆં,
પાપ તીમર સહુ દુરે ટલીઆં, ભવજલ પાર ઉતાર્યા. સહાયતા.
ત્રિકરણ યોગે ભક્તિ ભરીએ, આતમ અરપણ કરીએ.
સંસાર સાગર ઝટપટ તરીએ, શિવસુખ સવી વરીએ. સહાયતા.
સાર સંસારમાં દર્શન તારૂ, પામ્યોછું મહારાજ,
કહે કલ્યાણ કૃપા કરી દીજે, મોક્ષ પુરીનું રાજ. સહાયતા.

# અભિનંદન જીન સ્તવન.

( ગુણુમાં બન્યો ગુલતાન—એ રાગ. )

અભિનંદન મહારાજ અમારા, અભિનંદન મહારાજ.
વંદન કરીએ આજ અમારા, અભિનંદન મહારાજ.
સંસારે બહુ કાલ ભમ્યો પણ, હુજી ન આવ્યો પાર. અમારા.
હવે તુમ દર્શનનો રસ લેવા, આવ્યોછું દરબાર. અમારા.
પંચમ કાલે પ્રભુ વિયોગે, પ્રતીમાનો આધાર. અમારા.
પુર્ણાનંદી પ્રતાપી અમને, આપોને શીવસુખ સાર. અમારા.
સર્વ પુરંદર સેવીત સુંદર, ધર્મ ધુરંધર નાથ. અમારા.
વિશ્વ વિનાયક જે શિવદાયક, આપો તમારો સાથ. અમારા.
પતિત ઉદ્ધારન ભવ દુખ તારન, અભિનંદન મહારાજ. અમારા.
ભવ સમુદ્રમાં ડુબતાં સ્વામી, નિશ્ચે મલીઆ ઝહાજ. અમારા.
દયાના દરિઆ દયા કરીને, હેતે ઝાલો હાથ. અમારા.
સંસાર ઘોર મહોદધીથી, તારનવાલે નાથ. અમારા.
સંજમ સાધન સાધી રૂડું, સિદ્ધ કર્યું છે કાજ. અમારા.
દુષ્ટ ગતિ દલનારા સાહેબ, આપોને શીવપુર રાજ. અમારા.
ચરણ કમલની સેવા પામી, ચાચુ ચિત્ત મોઝાર. અમારા.
કલ્યાણ શરણે આવી તમારે, વેગે વરે શીવનાર. અમારા.

# સુમતિનાથ જીન સ્તવન.

( ગાડી આવી ગુજરાત—એ રાગ. )

સુમતિનાથ મહારાજ મનડું મારૂ મોહી રહ્યું છે;
દેખીને દર્શન આજ, મનડું મારૂ મોહી રહ્યું છે.

સાખી.

ફરી ભ્રમણમે બહુ કીધા, હજુ ન આવ્યો પાર;
મુજ પાપીને તારજો, કરો મારો ઉદ્ધાર. મનડું.

સાખી.

વિષય કસાયમાં હું ફસ્યો, તૃષ્ણાનો નહિ પાર;
કિંકર વ્હાલા જાણીને, ભવજલ પાર ઉતાર. મનડું.

સાખી.

હું રાગી ઘણો લાલચી, કર્મ કીધાં કેઈ લાખ;
લાખ ચોરાશી હું ભમ્યો, આતમ પુરેછે શાખ. મનડું.

સાખી.

તારક વિભુ જાણીને, શરણે આવ્યો નાથ;
ભવ તૃષ્ણા દુરે કરો, આપોને સીવપુર સાથ. મનડું.

સાખી.

ભક્ત વત્સલ પ્રભુ સાંભળો, સુમતિનાથ મહારાજ;
કરજોડી કરે વિનતી, તારો કલ્યાણ નીજ દાસ.
મનડું મારૂ મોહી રહ્યું છે.

# પદમપ્રભુ જીન સ્તવન.

( મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ. )

છઠા પદમ પ્રભુ ભગવાંન સદા સુખકારી,
તારી મુરતિ મોહન વેલ લાગે છે પ્યારી;
લાલ વરણુ છે કાયા જ્યોતિ સદા દિલધારી.
પ્રભુ પ્રેમ કરીને પ્રણુમે છે નરનારી.
દુષ્મકાલમે પ્રભુની મુરતિ સુખ કરનારી,
એમ જાણીને સેવો સદા ભાવને ધારી;
પ્રભુ મુરતિ નિરખે સદા આણુંદ કારી,
પ્રભુ સેવે પાપ પલાય દુખ હરનારી.
મુને મલીઆ મારાનાથ પુણ્ય પ્રભાવે,
હવે નહિ છોડું પ્રભુ સાથ મુજ મન ભાવે:
કરૂ એક ચીતથી સેવ શાન્ત સ્વભાવે,
મારા જન્મ મરણુ મીટ જાય મુક્તિ પદ પાવે.
પ્રભુ હું રાગ દ્વેષ મોહ માંહે ફસાયો,
ક્રોધમાન મદ લોભ માંહે મુઝાયો,
ભવ તારક જાણી નાથ ચરણુમે આવ્યો,
અબતાર તાર મુજ તાર સરણુ પ્રભુ પાયો;
મન મોહ્યું મારૂ આજ પ્રભુ એકતાને,
ટાલો દુષ્કૃત કૃત્ય આજ રહ્યું પ્રભુ ધ્યાને.
જીનવર ગુણુ ગાઈ આત્મસ્વરૂપ પીછાને.
કલ્યાણુ કહે કરજોડ તુમ દર્શન જાને.

# શ્રીસુપાર્શ્વનાથ જીન સ્તવન.



( અરે શું માનવનો અભીમાન—એ રાગ. )

અરે જીવ સુપાર્શ્વનાથ ભગવાંન, પલકમાં મલી જશેરે.
ખરેખર ભાગ્યોદય જાગ્યો આજ, ભવદુઃખ મટી જશેરે.
સિવ સંપદ થશેરે. અરે જીવ. ૧
પ્રભુ દર્શન ઉછરંગ ખલકમાં આ........રેખરે,
આવ્યો તુમ દરબાર પલકમાં આ........રેખરે;
ભક્તિમાં મસ્તાન.... અરે જીવ. ૨

સાખી હરિગીત.

ચેતન તુતો ચેતી લેને આખર મરવું છે ખરૂં,
મારૂ મારૂ કરી મેલવીયું પણ તારૂં નથી તલ ભર્યું;
મોટા મોટા હોદ્દા મલ્યા પણ કાંઈ કારજ નવિ સર્યું,
સરવે છોડીને ચાલવું એવું જાણી ભક્તિ કરૂ.
ભક્તિમાં મસ્તાન........ અરે જીવ. ૩

સાખી હરિગીત.

ઘરબાર મોટાંને હવેલી સરવે પડી જનાર છે,
ધન દોલતને વલી દીકરા પાછલ સહું રહેનાર છે;
પ્રભુ ભક્તિમાં એકતાન રાખી જે નવિ ભજનાર છે,
સંસાર સમુદ્ર અગાધ ઉંડો કહો કેમ તરનાર છે,
ભક્તિમાં મસ્તાન........ અરે જીવ. ૪

સાખી હરિગીત.

પુણ્ય વિનાનો પ્રાણીઓ સંસાર સાગર કેમ તરે,
કુડ કપટને કેળવી ને પાપના પોટલા ભરે.

મન ચંચલને પામીને પ્રભુ ભકિતમાં નવિ ચિત ધરે
પ્રભુ પ્રેમથી દર્શન વિના કર્મ કટકને કેમ હરે;
ભકિતમાં મસ્તાન........ અરે જીવ ૫

સાખી હરિગીત.

દુખમ કાલમેં જીન પ્રતીમાનો આધાર છે મુજને ખરો,
રાતદીવસ તુજ નામ જપતાં સીવસંપદ વેગે વરો.
મોહન ઊદ્યોત પ્રતાપથી પ્રભુ ગુણમાં મે ચીત ધર્યો,
પ્રભુ ભકિતમાં ગુલતાન થઇને કલ્યાણ પદ આદર્યો.
ભકિતમાં મસ્તાન........ અરે જીવ. ૬



## શ્રી બસુ ગામના ચંદ્રપ્રભુનું સ્તવન.

ચંદ્ર પ્રભુ મહારાજ પ્રભુજી મારા, ચંદ્ર પ્રભુ મહારાજ;
બસુગામ સીરતાજ પ્રભુજી મારા, ચંદ્ર પ્રભુ મહારાજ. પ્રભુજી મારા.
ભવ સમુદ્રમાં ભૂલ્યો ભટકયો, પાયો દર્શન આજ. પ્રભુજી મારા.
તન મનથી પ્રભુ ભક્તિ કરતાં, સિધ્યાં સઘલાં કાજ. પ્રભુજી મારા.
દેખી તાહરી મુદ્રા પ્રભુજી જાગી જયોતી આજ. પ્રભુજી મારા.
પ્રભુ ધ્યાનમાં લયલીન થઇને માન્યું મોક્ષનું રાજ. પ્રભુજી મારા.
દેવ દયાલું તુંમ દર્શનથી, પામ્યો સીવ સોપાન. પ્રભુજી મારા.
માયા મમતા દુર નીવારી, ધરૂં તમારૂ ધ્યાંન. પ્રભુજી મારા.
પાપો અમારાં કાપો પ્રભુજી, દઈ દયાનું દાન. પ્રભુજી મારા.
સેવા સેવકની સ્વામી સ્વીકારો. આપો પદ નિરવાણ પ્રભુજી મારા.
દુઃખ અનંતા દેખી દયાળુ, અતી કંટાળ્યો આજ. પ્રભુજી મારા.

માટે મહેર કરીને મોહન, ટાળો ગરીબ નીવાજ. પ્રભુજી મારા.
નિજ સ્વરૂપ નિહાળી પ્રભુજી, ખુબ થયો મસ્તાન. પ્રભુજી મારા.
જડ ચેતનને જુદા સમજી. પાયો અનુભવ જ્ઞાન. પ્રભુજી મારા.
બશુ ગામમાં દર્શન પામી, ભાગી દુખની ખાણ. પ્રભુજી મારા.
કલ્યાણ શરણે આવી તમારે, ધરે પ્રભુનું ધ્યાન. પ્રભુજી મારા.

## શ્રી બસુ ગામના શ્રી ચંદ્રપ્રભુનું સ્તવન.



અજી સોલે શણગાર જઇએ સહુ દર્શન કરવા કાજ,
શ્રીફલ અક્ષત બદામ સોપારી, થાલમાં ભરી લ્યો આજ,
કેસર ચંદન બરાસ વાસો, સામગ્રીનો સાજ. જઇએ.
વિવિધ કુસુમવર જાતિ લહીએ, છાબ ભરી અંદાજ,
પંચ વરણના હાર ગુંથીને, આંગી રચીએ આજ. જઇએ.
ચંદ્ર પ્રભુની પુજા કરીએ, બસુગામ મોઝાર,
ભાવના ભાવી લાહો લીજે, થાય સફલ અવતાર. જઇએ.
કાલ અનાદી મીથ્યાત્વિની, દુરગંધી હરનાર,
નિર્મલ થાવા ભાવના ભાવો, ચૌદ ભુવન સિરદાર. જઇએ.
બશુ ગામના મંડન સ્વામી, ચંદ્ર પ્રભુ મહારાજ,
અષ્ટ પ્રકારી પુજા કરીને, ગાવું મધુર અવાજ. જઇએ.
શક્રસ્તવ વિધિ પુર્વક કરી હું, માગુ કલ્યાણ પદ આજ,
દર્શન કરવા દુરથી આવો, વંદુ સહિત સમાજ. જઇએ.



## શ્રી સુવિધિનાથ જીન સ્તવન.



સમજ વિના ડુબી મરૂરે સમજ વિના ડુબી મરૂરે એ રાગ.
એ સંસાર અગાધ સમુદ્રમે, કીસ વિધ ભવતરૂરે. સમજ.
ભાવ ન જાણું ભક્તિ ન જાણું, કેમ કરી પાર ઉતરૂરે. સમજ.
ગાઈ ન જાણું બજાઈ ન જાણું, માન માંહે હું મરૂરે. સમજ.
પર પરિણુતિ અપની કરી માનું, ભવ કુપ માંહે પડયુરે. સમજ.
સુવિધિનાથકે ચરણ પસાયે, આગમ વાકય જડયુરે. સમજ.
ધ્યાન ધરૂ જીનનુ એક તાને, દર્શનમાં ચીત્ત ભમ્યુરે. સમજ.
મન વચ કાયાયે ભકિત કરૂ હું, પ્રભુ શાસન ચિત્તમાં રમ્યુરે. સમજ.
ભાવ ભકિતસે તુમ ગુણ ગાઉ, સહેજે સીવ સુંદરી વરૂરે. સમજ.
જગતારક જગ નાયક જગ ગુરૂ ધ્યાન તમારૂ ધરૂરે. સમજ.
મોહન ઉદ્યોત ગુરૂ પ્રતાપે, નિજ સ્વરૂપ લહયુરે. સમજ.
કહે કલ્યાણ પ્રભુ એક ધ્યાને, જ્યોતિ સ્વરૂપ ધરયુરે. સમજ.



## શ્રી શીતલ જીન સ્તવન.



સુણો શીતલ જીણંદ સોભાગી, હુંતો તુમ ચરણોનો રાગી.
મારૂ કર્મ કટક ગયું ભાગી, તબ ભકિત હૃદયમાં જાગી. સુણો.
પ્રભુ ભકિતમાં મન જોડી, મિથ્યાત્વ નાંખુ છે તોડી,
સંસારની માયાને છોડી, ધ્યાન ધરૂછું માનને મોડી. સુણો.
હુંતો કુડ કપટનો ભરીઓ, પ્રભુ સમતારશનો દરીઓ,
હુંતો રાગ દ્રેષમાં ફસાયો, તુમે તો રાગ દ્રેષ હઠાયો. સુણો.
મેતો મદ મોહ મન માંહે ધરીઓ, પ્રભુ તેને તમે દુરે કરીઓ,

હું તો અજ્ઞાન આચરીઓ, પ્રભુ સરવે ગુણોથી ભરીઓ. સુણો.
મારે કર્મ તણોછે જોરો, તમે તોડયો તેહનો દોરો,
મારાં દુખડાં પ્રભુજી નિવારો મેતો સરણો લીધો છે તમારો. સુણો.
હું તો માંગુ ભવો ભવ સેવા, પ્રભુ આપો દેવાધિ દેવા,
સેવકની અરજી સ્વીકારો, કલ્યાણ મુનિને તારો. સુણો.

## શ્રી શ્રેયાંસનાથ જીન સ્તવન.

(રાગ ભરથરી.)

શ્રેયાંસ નાથ ધ્યાયા વિના, એળે જન્મારો જાયજી,
શાશ્વત સુખ પામે નહિ, મુરખ ફોગટ પુલાયજી. શ્રેયાંશ.
પ્રભુનું દર્શન કર્યા વિના, વનવાસ જેવું જાણુજી,
આતમ ધન ઓલખ્યા વિના, રહ્યો મુરખ અજ્ઞાનજી. શ્રેયાંશ.
મનુષ્ય જન્મ પામી કરી, સેવ્યા નહિ ભગવાનજી,
દેવગુરૂ નિરખ્યા નહિ, પડયો ચોરાસીની ખાણજી. શ્રેયાંશ.
તત્વ સ્વરૂપ જાણ્યા વિના, ધાર્યો વૈરાગ્ય રંગજી,
આતમ રંગ લાગ્યા વિના, સરવે રંગ બે રંગજી. શ્રેયાંશ.
આત્મ સિદ્ધી થાયે નહિ, મેલુ છે જ્યાં તક મનજી,
એવું જાણીને ચેતજો, કરો પ્રભુનું ભજનજી. શ્રેયાંશ.
શુદ્ધ શ્રદ્ધા વિના જીવડા, પામે દુઃખ અનંતજી,
અજર અમર પદ નવી લહો, ન કરે કર્મનો અંતજી. શ્રેયાંશ.
હજુ બાજી છે હાથમાં, કરો પ્રભુ સાથે પ્યારજી.
તન મનથી ભક્તિ કરો, પામો સુખ ભરપુરજી. શ્રેયાંશ.

આયુષ્ય ઓછું થાય છે કોઈ નથી રહેનારજી;
સમજ સમજ અરે માનવી, જેમ પામે ભવ પારજી. શ્રેયાંશ.
ભવોભવ ભટકયો હું તુમ વિના, મલીઆ પુણ્યોદયે આજજી;
પ્રભુ દર્શન પામી કરી, માન્યુ મોક્ષનું રાજજી. શ્રેયાંશ.
અવર જો દેવ હું કરૂ, તો શ્રેયાંસ નાથની આણુજી;
કલ્યાણ કહે ભવોભવે, તુજ આણા પ્રમાણજી. શ્રેયાંશ.

---

## વાસુપુજ્ય જીન સ્તવન.

---

( માન માયાના કરનારારે—એ રાગ. )

બારમા વાસુપુજ્ય મહા રાયારે, જેના વંદે છે સુરનર પાયા;
દેખી લેને તું જીનવર રાયારે, કોઇ એની તોલે નહી આયા. એ ટેક.
અન્ય છે દેવા રાગ દ્વેષવાલા, મોહ માયામાં ફસાયા;
એવું સમજીને ઉત્તમ જીવો, રાગીથી નહિ હરખાયારે. જેના વંદેછે.
ક્રોધ કષાયે પુરા ભરયા છે, હિંસાથી જગ ભરમાયા;
એવું જાણીને જુદા થયા તે, રત્ન ચિંતામણી પાયારે. જેના વંદેછે.
પ્રભુજીની સેવા મોક્ષના મેવા, શાસ્ત્રમાંહે ફરમાયા;
સુરતરૂ સરખા પ્રભુમુકીને, આક ધતુરા નહિ ભાવ્યારે.જેના વંદેછે.
સેવો ધ્યાવો પ્રભુ એક ચિતે, પરમ મહોદય પાયા;
તન્મયતા લયલીન થઇને, હરખે જીણંદ ગુણગાયા. જેના વંદે છે.
ઘડી ઘડી પલ પલ સમરણ કરતાં, ધ્યાન પ્રભુના લગાયા;
કલ્યાણ મુનિના હૃદયકમલમાં, આનંદ હરખ ભરાયારે.જેના વંદે છે

---

## શ્રી વિમલ જીન સ્તવન.

વિમલા નવ કરશો ઉચાટ—એ રાગ.

વ્હાલા વિમલ જીનેશ્વર, દુખ દારિદ્રને કાપજોરે;
પ્યારા પ્રેમ ધરીને દર્શન, મુજને આપજોરે. વ્હાલા.
ક્રોધ માન માયાયે નડીઓ, લોભ પિચાશ માંહે હું જડીઓ;
મહેર કરીને પ્રભુજી, દુર નિવારજોરે. વ્હાલા.
રાગ દ્વેષ મુજ કેડે પડીઓ, મદ મોહ મુજ મુલથી નડીઓ;
તે વેરી દુર કરવા, વહેલા આવજોરે. વ્હાલા.
મિથ્યાભિમાન વલગ્યો મુજને, વલી વલી વિનવુંછું પ્રભુ તુજને;
કુમતિ કદાગ્રહ ટાલી, ભવજલ તારજોરે. વ્હાલા.
કુડ કપટ માંહે હું ભરીઓ, વિષ્યા ભિલાષામાં હું ફરીઓ;
કર્મ કપટ દુર ટાલી, શરણે રાખજોરે. વ્હાલા.
પુણ્ય ઉદયે પ્રભુ ગુણ ગાયા, નિર્મલ ચિતથી દર્શન પાયા;
કૃપા કરી કલ્યાણને શીવ પદ આપજોરે. વ્હાલા.

---

## શ્રી અનંત જીન સ્તવન.

---

એ રાગ.

મ્હેતો સેવા કરશ્યાંજી, મારારે સાહેબની મ્હેતો સેવા કરશ્યાંજી;
સેવા કરશ્યાં ભવ દુખ હરસ્યાં, આતમ નિરમલ કરસ્યાં.
અનંત જીનને દીલમાં ધરસ્યાં, સ્હેજે ભવજલ તરસ્યાં. મ્હેતો.
મિથ્યાત્વ ત્યાગી જીન આણા રાગી, પ્રભુસુ ધરસુ નેહ;

કષાય ચોકડી દુરે કરસ્યું, અજ્ઞાનને દેશું છેહ. મ્હેતો.
છ કાય જીવની રક્ષા કરસુ, સમકિત ચિતમાં ધરસુ;
તરે કાઠીયા દુર પરી હરસું, આતમ નિરમલ કરસું. મ્હેતો.
રાગ દ્વેષને દુરે ટાલી નવ વાડયો ચિત્ત ધરસું;
બાવીશ અભક્ષ દુર નિવારી, અનંત કાલ પરિ હરસું. મ્હેતો.
ચોરાશી આશાતના ટાલી, તેત્રીસને પરી હરસું;
મન વચ કાયા વસ કરીને, અનંતનાથ ચિત્ત ધરસું. મ્હેતો.
ધ્યાતા ધ્યેયનું ધ્યાન કરીને, તન્મયતા આદરસું;
આત્મ સ્વરૂપ પ્રગટ કરીને, કલ્યાણ પદ વરસું. મ્હેતો.

---

## શ્રી ધર્મનાથ જીન સ્તવન.

---

( શી કહું કથની મારી રાજ. )

ધર્મનાથ પ્રભુ વિનતી કરૂંછું, નેહ હમારી સ્વીકારો;
ત્રીલોક કીર્તિ કેમ કહેવાશો, જો નવી ચીતમાં ધારો.
રાજ વિનતડી અવધારો. ૧
પ્રાણી માત્રની શંકા ચુરો, એવું છે જ્ઞાન તમારૂં;
તે માંહેલો એક અંશ જો આપો, તો શું ન્યુન થનારૂં.
રાજ વિનતડી અવધારો. ૨
બાલકને આશા ભર્યો દેખી, આશા જો નહી પુરસો;
સ્વામી સેવક ભાવ કેમ કહેવાશો, જો નવિ કરૂણા કરશો.
રાજ વિનતડી અવધારો. ૩
બીજી વાતનું કામ નહિ હવે, સમ્યગ દર્શન દીજે;

તે વિના કર્મ ખપે નહિ કિમહી, કેમ કરી મુક્તિ લીજે.
રાજ વિનતડી અવધારો. ૪
મેમદપુરમાં કૃપા કરી સાૈના, મનના મનોરથ પુરશો;
મોહન ઉદ્યોતનો કલ્યાણ માગે, સંકટ સરવે ચુરશો.
રાજ વિનતડી અવધારો. ૫

---

## શ્રી શાન્તીનાથ જીન સ્તવન.

---

શાંન્તીનાથ અરિહંત અમારા, શાંન્તીનાથ અરિહંત;
વદન કરીએ નિત અમારા, શાંન્તીનાથ અરિહંત. ૧
અષ્ટ કરમ મલ દુર કરીને, સિદ્ધ થયા ભગવાન. અમારા
રાત દીવસ તુમ સેવા પામી, ધરૂ તમારૂ ધ્યાન. અમારા
વિશ્વસેન નૃપ અચીરા નંદન. સેવન કરીએ આજ. અમારા
ભકતવત્સલનું ધ્યાન ધરતાં, સીઝે સઘલાં કાજ. અમારા
દુસ્તર અપરંમપાર પ્રભુજી, કેમ તરીએ સંસાર. અમારા
પારેવા પેઠે શરણે રાખી, ઉતારો ભવ પાર. અમારા
મન મારૂ પ્રભુ ચરણુ કમલમાં, ભ્રમર પેરે લોભાય. અમારા
ચોલ મજીઠ પેરે રંગ લાગ્યો, ધોયો નહિ ધોવાય. અમારા
તુજ ધ્યાને સહુ સંકટ નાસે, ભવ ભાવઠ દુર જાય. અમારા
રોગ શોગ સવિ આપદ જાવે, વૈરી દુર પલાય. અમારા
તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, તાહરો એક આધાર. અમારા
કલ્યાણ મુનિને શરણે થાપી, આપોને શિવ સુખ સાર. અમારા

---

# શ્રી કુંથુનાથ જીન સ્તવન.

કુંથુનાથ જીન સ્વામીરે, કર્મ મારાં કાપજો હોજી;
એ કર્મોથી થયો અતિ હેરાન, એ કર્મોથી ભૂલ્યો પોતાનું ભાન. કુંથુનાથ.
મોહ નિંદમાં સોયોરો, રાત દિવસ સહુ પ્રભુ હેજી;
તુમ વિના જાગ્રત ન કરે, કોઇ કુંથુનાથ જીન. ૨
પાંચ ચોર મુજ લુટેરે, રત્નત્રયી લક્ષ્મીને હેજી;
આપોને શક્તિ, ચોરોને કરીએ દુર. કુંથુનાથ જીન. ૩
ચોકડી ચાર મલી છેરે, વિઘ્નકારી ધર્મની હોજી;
કૃપા કરી કાઢોને તેહને, દુર કુંથુનાથ જીન. ૪
રાગ દ્વેષ મુજ સુરે, કેડો નહિ છોડતા હેજી;
મહેર કરી બચાવોને મહારાજ, કુંથુનાથ જીન. ૫
કામ છે દુષ્ટ વિકારીરે, ચિત સ્થીર નવિ કરે હોજી;
મનડુ મારૂ સ્થીર કરો દિનાનાથ, કુંથુનાથ જીન. ૬
સ્વારથમાં મુઝાણોરે, પ્રભુ ભક્તિ નવિ સાંભલી હોજી;
સુખને માટે આવ્યો તુમ દરબાર, કુંથુનાથ જીન. ૭
ચરણ કમલની સેવારે, પુણ્યોદયે પામીયો હોજી;
સાચુ સુખ છે પ્રભુ ભક્તિ નિમાંહીરે, કુંથુનાથ જીન. ૮
મોહન ઉદ્યોતનો કિંકરરે, શરણે વ્હાલા આવીયો હોજી;
કલ્યાણ મુનિને આપો શિવ પદસાર, કુંથુનાથ જીન. ૯

## શ્રી અરનાથ જીન સ્તવન.

અરનાથજીરે મુજ પાપીને તારો, મેં તો શરણો લીધોછે તુમારો;
મારાં દુઃખ તમે નિવારોરે, મને ભવજલ પાર ઉતારોરે.
પ્રભુજીરે મહેર નજરથી નિહાલો, મેં તો શરણો લીધો છે તુમારો. ૧
હું તો મોહજાળમાં ફસાયોરે, રાગ દ્વેષ માંહે મુઝાયોરે;
જીણંદજીરે દયા લાવીને તારો, મેં તો શરણો લીધો છે તમારો. ૨
હું તો માયા મમતામાં ભીનોરે, વિષય તૃષ્ણા માંહે લીનોરે;
નાથજીરે કૃપા કરીને ઉગારો, મેં તો સરણો લીધો છે તુમારો. ૩
હું તો ક્રોધ માન માંહે પડીઓરે, લોભ દસા માંહે રખડીઓરે;
સ્વામીજીરે એ દુખમાંથી નીકાલો, મેં તો શરણો લીધો છે તુમારો. ૪
હું તો આવ્યોછું તુમ દરબારોરે, કલ્યાણ મુનિને તારોરે;
અરનાથજીરે મોક્ષ સુખ છે સારો, મેં તો શરણો લીધો છે તુમારો. ૫

## શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

મલ્લિનાથ સ્વામીરે કહું સીર નામીરે, પ્રભુ સુણો વિનતી હોજી;
વારિ પ્રભુ તુમ સમ અવર ન કોઈ, વારિ પ્રભુ દેખ લીયા
જગજોય. મલ્લિનાથ.

સાખી.

આપતણા સંગાથમાં, ફરી ફરી કરૂ આણંદ;
હરખાયો હયડા વિષે, ચકોરીને જેમ ચંદ.
વારી પ્રભુ પ્રાણ તણા છો આધાર. મલ્લિનાથ.

સાખી.

આતમ સત્તા એક છે, કર્મને ભેદે ભેદ;
તે કર્મને તમે ઓળખી, કીધો તેહનો છેદ.
વારી પ્રભુ કેમ કરોછો, મને દુર. મલ્લિનાથ.

સાખી.

વિભાવ દશાને ત્યાગીને, ધરૂ તમારૂ ધ્યાન;
તન્મયતા એક તાનથી, જાણું પ્રભુ જીવજાન.
વીર પ્રભુ શરણે આવ્યોને મુને તાર. મલ્લિનાથ.

સાખી.

વિભાવ દશામાં હું ફસ્યો, લપટાણો રાત દીન;
જન્મ મરણ માંહી ભમ્યો, કરી દીધો છિન્નભીન્ન.
વારી પ્રભુ ટાલોને દુખ અપાર. મલ્લિનાથ.

સાખી.

હું તમારા ચરણમાં, વાસ કરી રહેનાર;
કલ્યાણ મુનિને તારજો, આપો સીવ સુખ સાર.
વારી પ્રભુ તારતાર મુજતાર. મલ્લિનાથ.

## શ્રી મુનિ સુવ્રત જીન સ્તવન.

મુનિસુવ્રત મહારાજ પ્રભુજીમારા, મુનિસુવ્રત મહારાજ.
અરજી કરીએ આજ પ્રભુજીમારા, મુનિસુવ્રત મહારાજ.
કિલષ્ટ કર્મોથી દુખ પામુછું, છોડાવોને મહારાજ. પ્રભુજી.
પદમા માતાના નંદન વિનવું, વિનતડી અવધાર. પ્રભુજી.
પુણ્ય ઉદયે દર્શન પાયો, ભવજલ પાર ઉતાર. પ્રભુજી.
સીવ સુખ કારણ ભવ દુખ વારણ, સરવે ગુણોના ભંડાર. પ્રભુજી.

મહેર કરીને દીન દયાળુ, આપોને શીવ સુખ સાર. પ્રભુજી.
પાપ અનંતાં કરીને આવ્યો, સ્વામી તુમ દરબાર. પ્રભુજી.
ત્રણ રતનનું દાન આપીને, કરોને મારો ઉપકાર. પ્રભુજી.
મોહન ઉદ્યોદ ગુરૂ પસાયે, સ્તવન રચના કરાય. પ્રભુજી.
કલ્યાણ મુનિના હૃદય કમલમાં, ધ્યાન તમારૂ ધરાય. પ્રભુજી.

---

## શ્રી નમિનાથ જીન સ્તવન.

---

નમિનાથજીન વંદીએરે લાલ, ઉપકારી અરિહંત સુખકારીરે;
મુરતિ મોહન વેલડીરે લાલ, જાગી ચિદાનંદ જ્યોત બલિહારીરે. ન.
સુદ્ધાતમ શુભ ભાવથીરે લાલ, સિદ્ધ અનંતનો ઠામ સુખકારીરે;
નમિનાથ પ્રભુ સેવતાંરે લાલ, થાય સફલ સવિ કામ બલિહારીરે. ન.
આશા કરીને દુર થકીરે લાલ, ચરણે આવ્યોછું સ્વામ સુખકારીરે;
તારક નામ પ્રભુ તાહરૂરે લાલ, આપો મને નિજ ધામ બલિહારીરે.ન.
માગ્યા વિના માય નવિ દીયેરે લાલ, તેમ માગુ તુમ પાસ સુખકારીરે;
કેવળજ્ઞાન મુજને દીયોરે લાલ, સફલફલે મુજ આશ બલિહારીરે. ન.
તમે તો સહુ સરખા ગણોરે લાલ, કુણ રાજા કુણ રંક સુખકારીરે;
વાર કરવી શા કારણેરે લાલ, સ્વામી દીયો નિસંગ બલિહારીરે. ન.
પાપી અપરાધી પ્રાણીઓરે લાલ, ઉતારો ભવ પાર સુખકારીરે;
કીડી ઉપર કટક કિસ્યુરે લાલ, શુ કહીએ વારંમવાર બલિહારીરે. ન.
મુજ કર્મમાં ખામી ઘણીરે લાલ, દુષ્કર તાહરી આણ સુખકારીરે;
તરીએ પ્રભુના નામથીરે લાલ, તુજ આણા પ્રમાણ બલિહારીરે. ન.
અક્ષય સુખ લીધા વિનારે લાલ, નહિ છોડુ હવે નાથ સુખકારીરે;
કલ્યાણ મુનિને દીજીએરે લાલ, મોક્ષપુરીનો સાથ બલિહારી નરે.

---

## શ્રી નેમીનાથ જીન સ્તવન.

---

સ્યામ વરણુ પ્રભુ નેમજીરે, મન મોહનજી;
સ્વામી મનની ચીંતા ચુર, મનડુ મોહ્યુંરે મન મોહનજી.
ભટક ભટક હું આવીયોરે, મન મોહનજી;
સેવક તમારી હજુર, મનડુ મોહ્યુંરે મન મોહનજી.
કરો નજર કરૂણા નીધીરે, મન મોહનજી;
સ્વામી સરવે ગુણે ભરપુર, મનડુ મોહ્યુંરે મન મોહનજી.
તજી સેવક સંસારમાંરે, મન મોહનજી;
સ્વામી આપ પધાર્યા દુર, મનડુ મોહ્યુંરે મન મોહનજી.
રાગ દ્વેષ મલ જીતીનેરે, મન મોહનજી;
સ્વામી પ્રગટ કીયો નીજ રૂપ, મનડું મોહ્યુરે મન મોહનજી.
મુજ શક્તિ નથી એહવીરે, મન મોહનજી;
તમે અકલ અમાય અરૂપ, મનડું મોહ્યુંરે મન મોહનજી.
કરજોડી કરે વિનતિરે, મન મોહનજી;
સ્વામી માનો અરજ આતુર, મનડું મોહ્યુંરે મન મોહનજી.
પાંચ ત્યાગી પાંચ સેવીએરે, મન મોહનજી;
સુખ પંચમ ગતિનું ભરપુર, મનડું મોહ્યુંરે મન મોહનજી.
ગુણવંતાની પ્રીતડીરે, મન મોહનજી;
વારી મલે મોટા વિશ્રામ, મનડું મોહ્યુંરે મન મોહનજી.
કલ્યાણ મુનિ પ્રભુ ધ્યાનથીરે, મન મોહનજી;
સુખ લહે છે ઠામોઠામ, મનડું મોહ્યુંરે મન મોહનજી.

---

## શ્રી પાર્શ્વનાથ જીન સ્તવન.

વીરજી સુણો એક વિનતીરે—એ રાગ.

ાવિસમા પ્રભુ પાર્શ્વ જીનેશ્વર, વામાજીના નંદ વિનવુરે;
ંસાર ભ્રમણ અનંતાં મેં કીધાં, દુખ દોહગ સવિ ચુરવુરે. ત્રે.
ાવોભવ ભમીયો તુમ વિના પ્રભુ, સેવા તમારી ન પામીયોરે;
ીલુચામાં પ્રભુ દર્શન પાયો, જન્મ મરણ દુખ વામીયોરે. ત્રે.
ાણ્યો જેને તમારો ગુણ લેશકે, બીજો રસ તેને નવિગમેરે;
ાાખ્યો જેને અનુભવ ગુણ રસકે, બાકસ બુકસ રૂચે નવિ કીમેરે. ત્રે.
ત્તમ ગુણ અનુરાગથી પામે, તે લહીએ ઉતમ ઠામેરે;
ત્તમતાથી મહિમા વાધે, દીપે તેહ ઉત્તમ ધામેરે. ત્રેવિસમા.
ુમ ધ્યાને ભવિ સમકિત પામે, જ્ઞાન ચારિત્ર તેહ છેરે;
ેહુથી પાપ સઘલાં નાશે, ધ્યેય સ્વરૂપતા હોય છેરે. ત્રેવિસમા.
મદભુત રૂપ નાહજી દેખી, ભવી અરૂપી પદ વરેરે;
ાહરૂ રૂપ તુંહી જાણે પ્રભુ, સ્મરણ નિત્ય કલ્યાણ કરેરે. ત્રેવિસમા.

---

## મહાવીર જીન સ્તવન.

રાગ ભેરવી.

મહાવિર જીન દેવ, શુદ્ધ મન ધ્યાઇએ;
શુદ્ધ મન ધ્યાઇએ, આતમ સુખ પાઇએ. મહાવિર.
પ્રભુ દરશન સરસ, મોતીડે મેહ વરસ;
એસે વિર પ્રભુ પર, શુભ ધ્યાન લાઇએ. મહાવિર.
મણિ માણેક મોતી ફુલ, રજત કનક પુલ;
બીજી વસ્તુ છે અમુલ, અંગીઆં રચાઇએ. મહાવિર.

મુખ પંકજ દીદાર, દેખી મન દીલધાર;
નિરમલ ચિત ધરી, જ્યોતિ પ્રગટાઈએ. મહાવિર.
તુ સાહેબ હું સેવક, કહુંછું વાત વીતક;
કરો કૃપા પલ એક, પ્રભુ ગુણ ગાઇએ. મહાવિર.
ઇંદ્ર જેવા સેવા કરે, ભવિ જીવો ધ્યાન ધરે;
દીન રાત તનમને, રટન લગાઇએ. મહાવિર.
અનુભવ આજ થયો, મિથ્યા મત ભાગી ગયો;
ભક્તિ માંહે ચિત્ત રમ્યો, પરમ પદ પાઇએ. મહાવિર.
ચરણોકી સેવા પાઈ, કલ્યાણ ધ્યાવે છે આઈ;
હરખે પરભુ વધાઈ, સીવ પદ પાઇએ. મહાવિર.

---

## પરચુરણ સ્તવનો.

### શ્રી આદિનાથનું સ્તવનો.

---

આદિશ્વર સ્વામી કહું સીરનામી, અરજી સુણો મહારાજ;
મેમદપુરમાં આપ બીરાજો, મુરતિ મોહન વેલ.
નરનારી મલી દર્શન આવે, કરે છે નવનવા ખેલરે. આદિશ્વર.
પ્રભુ દર્શનથી દર્શન હોવે, દર્શન અનુભવ રૂપ;
અનુભવ આવે સીવસુખ પાવે, અનુભવ મોક્ષ સ્વરૂપરે. આદિશ્વર.
લોચન લટકે મુખને મટકે, વારિ જાવું વાર હજાર;
ઇંદ્રાણી મલી મંગલ ગાવે, કરેછે થૈ થૈ કારરે. આદિશ્વર.
સવંત ઓગણીસ એંસી સાલે, કારતક વદી સુખકાર;
સંઘ સકલ મલી દર્શન પાયો, થયો છે જયજયકારરે. આદિશ્વર.

ભવોભવ ભટક્યો તુમ વિનારે, દ્યો દર્શન મહારાજ;
તુમ દર્શનથી સીદ્ધી થાશે, રહેછે મોરી લાજરે. આદિશ્વર.
મોહન મુનીના પસાયથીરે, ઉદ્યોત મુનિનો બાલ;
કરજોડી કરે વિનતી, કલ્યાણને પાર ઉતારરે. આદિશ્વર.

---

## શ્રી શાંતિનાથ જીન સ્તવન.

---

શાંતિનાથ સામુ જુઓ શુરવીર, હો અચિરાના જાયારે;
શાંતિનાથ સામુ જુઓ, વિશ્વસેનના તમે પુત્ર કહાવો તો.
કર્મોને બાંધી મારો તીર, મારો તરરરરરરરરરે. શાંતિનાથ. ૧
સમકિત સુખડી દાદા હમને આપોને, કષાયોની કાઢી નાંખો પીડ;
કાઢી પરરરરરરરરે. શાંતિનાથ. ૨
ચાલો જાસકામાં શાંતિનાથને ભેટો વ્હાલા,
અનાદિનાં ટાલે કર્મ કથીર, ટાલે ટરરરરરરરરે. શાંતિનાથ. ૩
નરક તીર્યંચ ગતિ કોઇને ન દેશો વ્હાલા,
પરમા ધામીઓ દહે શરીર, દહે દરરરરરરરરે. શાંતિનાથ. ૪
કામક્રોધાદીક શત્રુને જીતી વ્હાલા,
રત્ન ત્રયીનુ લેશુ સ્વરૂપ, લેશુ લરરરરરરરરે. શાંતિનાથ. ૫
મોહન ઉદ્યોતનો કલ્યાણ માગે વ્હાલા,
આપો મોક્ષનું સુખ ભરપુર, આપો સરરરરરરરરે. શાંતિનાથ. ૬

---

## શ્રી જીરાવળા પાર્શ્વ જીન સ્તવન.

---

જગજીવન જીનરાજ અબોલા શાને રહો છો—એ દેશી.

જીરાવળા પ્રભુ પ્યારા, પારસજીન કેમ નવિ બોલો;
કેમ નવિ બોલો હો રાજ, પારસજીન કેમ નવિ બોલો. ૧
હરિહર બ્રહ્મપુરંદર સરખા, તજીયા મે પ્રભુ કાજે; પારસજીન.
રામ નામ મનમાં નહિ ધ્યાવુ, અહોનિશ ધ્યાવુ જીનરાજ, પારસજીન. ૨
નારાયણુ નયણે નવિ દેખુ, છંડયુ હનુમંત પાય, પારસજીન.
વીણાયક વયણે બહુ બોલે, તે પણ નાવે દાય. પારસજીન. ૩
માતા મેલડી આદિ અનેરા, દેવ અને કવિ હાય, પારસજીન.
તેહનાં પર્વ લિંગી તજીને, આવ્યોછું ચરણે ધાય. પારસજીન. ૪
એકવાર મુજ નયણે નિહાલી, દર્શન દો મહારાજ; પારસજીન.
તુમ દર્શન વિના બહુ ભવ ભમીયો, રૂલિયો હું ચઉદે રાજ. પારસ. ૫
જાતિ યોનિ કુલ ઠાણમાં વસિયો, અનંત અનંતીવાર; પારસજીન.
પુદ્ગલ પરાવર્ત્ત જે કરીયાં, તે સહ્યાં આઠે પ્રકાર. પારસજીન. ૬
કાલ અનંત નિગમિયો સાહેબ, તુજ આગલ કહુ આજ; પારસજીન.
મુજ આતમ બહુ દુષણે ભરીયો, કહેતાં આવે છે લાજ. પારસજીન. ૭
સમય માત્રમાંહી પ્રભુ જાણો, જ્ઞાને કરી કિરતાર; પારસજીન.
એકવાર પ્રભુ મહેર કરીને, કરો સેવકની સાર. પારસજીન. ૮
એહથી મનવંછીત મુજ ફલીયો, પામ્યો તે મંગલમાલ; પારસજીન.
કરજોડી તુજ આગલ રહીઓ, નેહ નજર નિહાલ. પારસજીન. ૯
પીલુચામાં પ્રભુ આગલ વિનતિ, કરતો સન્મુખ આય; પારસજીન.
તો હવે જીનજી કૃપા કરીને, આપો શીવસુખ સ્હાય. પારસજીન. ૧૦
એમ અનેક જીવ જ્ઞાને કરીને, ઉતાર્યા ભવપાર; પારસજીન.

મુજશું અંતર કેમ કરોછો, તારો કાં નહિ સંસાર. પારસજીન. ૧૧
અંતરજામી તુંહી મન વસિયો, અવર ન નામ ખમાય; પારસજીન.
નહિ મુકુ ચિત્તથી તુમનેતા, આવે જો સુરવર રાય. પારસજીન. ૧૨
અંતરંગ ફલ ભક્તિ કેરૂં, તે મુજ દ્યો માહારાય; પારસજીન.
જેમ પ્રભુજી અક્ષય સુખ પામું, અંતર વૈરી પલાય. પારસજીન. ૧૩
રૂપકલા કીરતિ જગ વ્યાપે, મોહન ઉદ્યોત ગુણ ગાય; પારસજીન.
કહે કલ્યાણ એટલુ પ્રભુ જાચુ, લલી લલી લાગુ પાય.
પારસજીન. કેમ નવિ બોલો. ૧૪

---

## સ્તવન.

---

વિહરમાંન ભગવાંન સુણો મુજ વિનતી - એ દેશી.

વંદી જગ ગુરૂ પાય કલ્યાણક વરણવું,
તિથી એકેકી જેહનાં થયાં તે સંસ્તવું;
માસ પક્ષ સંજુત્ત સંખ્યા કહુ ધારજો,
કરીએ તેહનો તપકે પાપ નિવારજો. વંદી. ૧
એકે એકાસણું વર અનુક્રમે નીવી કહી,
આંબીલને ઉપવાસ કે ચોથ ભકત સહી;
ગુણણુ ગણે પરમેષ્ટીનમઃ ચવે જાણજો,
જન્મે અર્હતેનમઃ મન ઘરમાંહિ આંણજો. વંદી. ૨
દીક્ષાએ નાથાયનમઃ ગરણું ગુણીએ,
કેવલે સર્વજ્ઞાયનમઃ ભવિ સુણીએ;
મોક્ષે પારંગતાયનમઃ સહુ સાંભલો,
ગુણીએ દોય હજાર મુકી મન આંમલો. વંદી ૩

પડિકમણાં હોય ટંક દેવ ત્રણ વંદીયે,
જે દીવસે કલ્યાણક નરક આણંદીયે;
કલ્યાણક કરતાં કલ્યાણહિ નીપજે,
વારિયે મિથ્યા ભુત તો સવિ સુખ સંપજે. વંદી. ૪
તિહાં પ્રથમ વૈશાખ માસે એક સાંભળી,
પડવે હે કુંથુ મોક્ષ સમેતશિખરે વળી;
એમ એ ભરત મોજાર પડવે હેતે ચિત્ત ધરો,
કહે કલ્યાણ એ આદરી ભવસાયર તરો. વંદી. ૫

---

## અભિનંદન જીન સ્તવન.

---

રાગ સોરઠ કુબજાને જાદુ દારા.

અભિનંદન મોહનગારા, જેને કર્મ કલંક નિવારા; અભિનંદન:
તુમ દર્શન વિના ભવ ભમીયો, ખમીયો દુઃખ અપારા.
ભાવ ધરી તુમ દર્શન આયો, ભવજલ પાર ઉતારા. અભિનંદન. ૧
ષટ્પદમનજીમ માલતી સોહે, ચાહત ચંદ ચકોરા:
ચાતક મન જલધર વસે જ્યું, વરષા રૂતુ મનમોરા. અભિનંદન. ૨
જીમ ગિરીજા મન શિવ વસત હે, સીતા મન જ્યું રામા;
તીમ મેરે મન તુમ વસો પ્રભુ, નિરમલ ગુણકે ધામા. અભિનંદન. ૩
લડથડતા તુમ શરણે આયા, દયા કરો કૃપાલા;
તારક બિરૂદ ધરાવો સ્વામી, તારોને દીન દયાલા. અભિનંદન. ૪
સંસાર તારણ જહાજ મિલાતું, અભિનંદન મંગલકારા;
કહે કલ્યાણ જીનેશ્વર મેરે, ચરણ શરણ તુમધારા. અભિનંદન. ૫

---

## શ્રી પદ્મપ્રભુ જીન સ્તવન.

માન માયાના કરનારારે--એ રાગ.

પ્યારા પદ્મપ્રભુ સુખદાયારે, જેની અતિ શીતલ છે છાયા;
દેખીલેને તું આગમપુરાણુરે, કેવા ગુણ પ્રભુના લખાયા.
જુઠા કુદેવા જુઠી છે સેવા, જે કુદેવના ફંદમાં ફસાયા;
ચતુર સમજી જુદા થયા પણ, મૂઢ બિચારા સપડાયારે;
જેની અતિ શીતલ છે છાયા. પ્યારા. ૧
મીથ્યાત્વ મોહની જાળમાં ભાઇ, કુદેવમાં જીવો હરખાયા;
મોહના જપાટાથી કોણ બચ્યું છે, વિના જ્ઞાની જીનરાયારે,
જેની અતિ શીતલ છે છાયા. પ્યારા. ૨
પદ્મસુદેવા કરો જીન સેવા, મેલવશો મોક્ષના મેવા;
પ્રભુ ભજે તે પ્રભુ પદપાવે, રાગી સેવ્યાથી રાગે ભરાણારે,
જેની અતિ શીતલ છે છાયા. પ્યારા. ૩
પ્રભુ ન કર્ત્તા હર્ત્તા જગતના, નહિ રાગ દ્વેષમાં ફસાયા;
જે રાગી દ્વેષી તેને પ્રભુ ન કહીએ, વીતરાગ દેવે ફરમાયારે,
જેની અતિ શીતલ છે છાયા. પ્યારા. ૪
પદ્મપ્રભુ મારા હ્રદય કમલમાં, સ્થિર વાસ સ્થાન જમાયા;
પુરવ પુણ્ય ઉદયથી વ્હાલા, કલ્યાણે જીન ગુણ ગાયારે,
જેની અતિ શીતલ છે છાયા. પ્યારા. ૫

## સુપાર્શ્વ જીન સ્તવન.

સુ સંગી સુ સંગી—એ રાગ.

સુપાર્શ્વ સુપાર્શ્વ સુપાર્શ્વ પ્રભુ મીલગયે,
સુપાર્શ્વ પ્રભુ મિલગયે, સફલ ભયો દીન આજ. સુપાર્શ્વ. ૧

એક તો મેં વિનવું મેં વિનવું મેં વિનવુંછું સ્વામી;
મેં વિનવુંછું સ્વામી પામી આજે પ્રસ્તાવ. સુપાર્શ્વ. ૨
એકતો હું કર્ત્તા હું કર્ત્તા હું કર્ત્તા પરભાવનો,
હું કર્ત્તા પરભાવનો, ભોકતા પુદ્ગલરૂપ. સુપાર્શ્વ. ૩
એકતો મેં આતમ મેં આતમ મેં આતમ ધર્મ વિસારીયો;
મેં આતમ ધર્મ વિસારીયો, સેવ્યો મીથ્યા માર્ગ. સુપાર્શ્વ. ૪
એકતો પરમાતમ પરમાતમ, પરમાતમ પ્રભુ દેખતાં;
પરમાતમ પ્રભુ દેખતાં, ભાંગી ભ્રાન્તિ અનાદ. સુપાર્શ્વ. ૫
એકતો જીનજી સમ જીનજી સમ, જીનજી સમ સત્તા ઓલખી;
જીનજી સમ સત્તા ઓલખી, તારનવાલે ભગવાંન. સુપાર્શ્વ. ૬
એકતો મેં ક્રોધી મેં ક્રોધી મેં ક્રોધી હું પુરા,
મેં ક્રોધી હું પુરા, જુઠી ક્રિયા મારી જાન. સુપાર્શ્વ ૭
એકતો મેં આયા મેં આયા મેં આયા તુમ દરબારમે;
મેં આયા તુમ દરબારમે, આપો અક્ષય સુખ આજ. સુપાર્શ્વ. ૮
એકતો કરજોડી કરજોડી કરજોડી કલ્યાણ વિનવે,
કરજોડી કલ્યાણ વિનવે, ભવજલ પાર ઉતાર. સુપાર્શ્વ. ૯

---

## સિદ્ધગિરિનું સ્તવન.

---

મનના મનોરથ સવિ ફલ્યાએ—એ રાગ.

સિદ્ધગિરિ ભવિ ભેટીએ એ, ભેટતાં પાપ પલાય;
હરખ ધરી ભાવશું એ, સફલ દીવસ થયો આજનોએ.
પ્રેમથી ગુણ ગવાય, હરખ ધરી ભાવશુએ. ૧
જન્મ સફલ તસ માનીએ એ, નયણે આદીશ્વર દીઠ, હરખ.

ભાવ ધરીને સેવીએ એ, પ્રગટે પુણ્ય ગરિઠ. હરખ. ૨
પુંડરિકગિરિને ભેટતાં એ, સફલ થઈ સહુ આશ; હરખ.
નરકતીર્યંચગતિ નવિ લહે એ, ન રહે કર્મનો પાસ. હરખ. ૩
સમકિતધારી એકાહારીએ, બ્રહ્મચારી ભૂમિ સંથાર; હરખ.
પદચારી અચિત્તાહારીએ, છરી જાત્રા કરે સાર. હરખ. ૪
જાત્રા નવાંણું જે કરે એ, સિદ્ધ અનંતનુ ઠામ; હરખ.
પુણ્યાનુબંધી પુણ્યથી એ, પામે શાશ્વત ધામ. હરખ. ૫
કલ્યાણ કહે પ્રભુ વાંદતાં એ, સારે વાંછિત કાજ; હરખ.
આરાધે આપ સમ કરે એ, આદીશ્વર જીનરાજ. હરખ. ૬

## ઉપદેશક પદ.

પાપી પીટો આવ્યો—એ રાગ.

બીડી સ્વર્ગની સીડી, કેમ કરશો તેને જુદી;
મારા બંધુ નરકે જવાનું સહેલ છે,
રાત્રિ ભોજન પ્યારૂ, કેમ કરશો તેને અકારૂ;
મારા બંધુ નરકે જવાનું સહેલ છે.
કંદમૂલ તો ખાવું, દુર્ગતિમાં ભલે જાવું; મારા બંધુ નરકે.
હોકો તો મારે પીવો, દુર્ગતિનો રસ્તો લેવો; મારા બંધુ નરકે.
કુડ કપટી તો મારે થાવું, દારિદ્ર દુઃખને લાવું; મારા બંધુ નરકે.
પ્રભુ પુજા લાગે ખારી, સંસારની માયા પ્યારી; મારા બંધુ નરકે.
વડિલોનું વચન ખારૂં, લેડીનું વચન પ્યારૂં; મારા બંધુ નરકે.
સટ્ટો લાગે પ્યારો, ભલે ઘરનો થાય મારો; મારા બંધુ નરકે.
ગુરૂનું વચન ખારૂં, અભક્ષ લાગે પ્યારૂં; મારા બંધુ ,નરકે.
ધર્મ કરણી ન રૂચે, કરે તો દીલમાં ખુંચે; મારા બંધુ નરકે.

અનીતિ અન્યાય પ્યારો, ન્યાય માર્ગ લાગે ખારો; મારા બંધુ નરકે.
ભક્ષાભક્ષનુ નહિ ભાંન, મોજ શોખનું લાગ્યું તાન; મારા બંધુ નરકે.
હવે તો ભાઇઓ ચેતો, આંખો ખોલીને જોતો;
મારા બંધુ સુખી થવાનું સહેલ છે,
સદાચારને નિત્ય પાલો, કહે કલ્યાણ થાય વ્હાલો:
મારા બંધુ સુખી થવાનું સહેલ છે.

---

## ઉપદેશક પદ.

---

પાપી પીટો આવ્યો—એ રાગ.

પરદેશી વસ્તુ છોડો, સ્વદેશી વસ્તુ વહોરો;
મારા બંધુ સુખી થવાનું સહેલ છે.
ભ્રષ્ટતા તમે વારો, સ્વચ્છતા દીલ ધારો;
મારા બંધુ સુખી થવાનું સહેલ છે.
સત્યતા દીલ ધારો, જીવ દયાને તમે પાળો. મારા બંધુ સુખી.
કુડ કપટ દીલ નિવારો, નીતીના માર્ગે ચાલો. મારા બંધુ સુખી.
અનીતિ અન્યાય છોડો, સન્માર્ગમાં ચિત્ત જોડો. મારા બંધુ સુખી.
ઈર્ષા ખારને મુકો, ભલુ કરવા નહિ ચુકો. મારા બંધુ સુખી.
પરસ્પર પ્રેમને જોડો, મીથ્યાભિમાનને છોડો. મારા બંધુ સુખી.
અક્કડતા તમે વારો, સરલતા દીલમાં ધારો. મારા બંધુ સુખી.
અવિરતિ પણુટાલો, વિરતિનો રસ્તો ઝાલો. મારા બંધુ સુખી.
દીન ઉગ્યા પછે ખાવો, લ્યો મનુષ્ય જન્મનો લ્હાવો. મારા બંધુ સુખી.
અભક્ષ અનંત કાય છોડો, હોકા બીડીનો પ્રેમ તોડો. મારા. સુખી.

સાત વ્યસન દુર નિવારો, વ્રત નિયમ દિલમાં ધારો. મારા. સુખી.
મુરખતા તમે વારો, નવ તત્વ દીલમાં ધારો. મારા બંધુ સુખી.
ગુરૂની આજ્ઞા માનો, કહે કલ્યાણ હિત જાણો;
મારા બંધુ સુખી થવાનું સહેલ છે.

## ગુરૂ ગુણ સ્તુતિ.

કવ્વાલી.

ગુરૂ મોહન મુનિ ધ્યાવો, સદા શીવસુખને પાવો;
જગતમાં થાય છે ચાવો, ગુરૂનુ નામ લેવાથી. ૧
મલે શાંતિ ટલે ભ્રાન્તિ, ગુરૂ સંગે વધે કાન્તિ;
દોષોની થાય છે વાન્તિ, ગુરૂનું નામ લેવાથી. ૨
ગુરૂ ગમતા પુરણ પામે, સરલતા દીલમાં જામે;
મલે સંવર ઠામો ઠામે, ગુરૂનું નામ લેવાથી. ૩
ગુરૂના સંગમાં રહેવુ, ગુરૂના કહેણને કરવુ;
ખરી શીવ સંપદા વરવુ, ગુરૂનુ નામ લેવાથી. ૪
ગુરૂની આંણ શિરધારો, ગુરૂનો પ્રેમ છે સારો;
ખરેખર સુખનો ક્યારો, ગુરૂનું નામ લેવાથી. ૫
ભવોભવ માગે છે સેવા; ગુરૂ સેવા મીઠા મેવા;
કલ્યાણના પાપને ધોવા, ગુરૂનું નામ લેવાથી. ૬

# ગુરૂ ગુણ સ્તુતિ.



કવ્વાલી.

અહો બંધુ તરો સિંધુ, સંસારી દુઃખનો જે છે:
કરો ધર્મ મલે મર્મ, ઉદ્યોત નામ લેવાથી. ૧
મુનિ ઉદ્યોત ખરી છે જ્યોત, સમ્યગ્ દર્શન ગુરૂ આપે;
નમો લોકો ટલે શોકો, ઉદ્યોત નામ લેવાથી. ૨
ટલે પાપો કરે જાપો, ગુરૂ છે શાંત ગુણો ધારી;
મલે લક્ષ્મી ઉંચી પદવી, ઉદ્યોત નામ લેવાથી. ૩
રતનગર્ભા થતી માતા, ગણે ધન્ય સદા પીતા:
ગુરૂ સેવા મલે મેવા, ઉદ્યોત નામ લેવાથી. ૪
મલે સ્વર્ગ તણાં સુખો, ગુરૂના નામને જપતાં;
અશુભ કર્મ દુરે ભાગે, ઉદ્યોત નામ લેવાથી. ૫
ગુરૂ ગાન ગુલતાને, મલે માન બધે સ્થાને;
મલે છે મોક્ષનાં સુખો, ઉદ્યોત નામ લેવાથી. ૬
કલ્યાણ કલ્યાણ કલ્યાણે, બધા જીવો સુખી થાવો;
ધરો ધ્યાન સદા ચિત્તે, ઉદ્યોત નામ લેવાથી. ૭

# ગુરૂગુણ સ્તુતિ.

કવ્વાલી.

ગુરૂના ગુણને ગાવો, ખરા ધ્યાને ગુરૂ ધ્યાવો;
નમાવો નિજ માથાને, દુઃખોને દુરતો કરવા. ૧
મુખે શાંતિ સદા જેને, ગુણે કાંતિ તથા નામે;

મુનિગણે નમે લોકો, સદાનાં દુઃખ તો હરવા. ૨
પાલન પુરૂં કર્યું જેથી, પાલનપુર બન્યું એથી;
ધરે જ્યાં જન્મ પુણ્યાત્મા, સૂરિહીરવિજય વરવા. ૩
વગાડ્યો દેશમાં ડંકો, નમાવે શાહને બંકો;
એવા સ્થાને ગુરૂ જન્મી, કરે ના મોહની પરવા. ૪
મોહન ગુરૂ શીરે સ્થાપી, ભવિને બોધ નિત આપી;
ભવિ તુમે કરો દર્શન, પુન્યરાશી પુરણ ભરવા. ૫
નમો કાન્તિ મુનિ ચરણે, છુટે દુઃખ જરા મરણે;
મુનિ કલ્યાણ રહ્યો શરણે, હૃદયે હર્ષ તો ધરવા. ૬

---

## સજ્ઝાય.

---

શ્રી ગૌતમ પ્રશ્ન કરે, કર્મતણો વૃત્તાંત–સ્વામી;
મહાવીર પ્રભુ મુજ ઉપદિશો, પુછુ તે સઘલી વાત.
સ્વામી–શ્રી ગૌતમ. ૧
શાથી જીવ નિરધન પ્રાણીયો, શાથી જીવ નિરવંશી હોય; સ્વામી.
પ્રભુ કહે તમે સાંભલો, કર્મતણું ફલ જોય. ગૌતમ–શ્રી ગૌતમ. ૨
પારકાં ઘર જે ભાંગતા, વશીકરણ કરતા જેહ; ગૌતમ.
તેને કરમે દુઃખને ભોગવે, નિશ્ચે નિરધન હોય તેહ.
ગૌતમ–શ્રી ગૌતમ ૩
થાંપણ પારકી જે લીયે, પાછી ના દેવે જેહ; ગૌતમ.
તેહ કર્મના પ્રતાપથી, નિરવંશી હોય તેહ. ગૌતમ–શ્રી ગૌતમ. ૪
શાથી જીવ વેશ્યાપણું લહે, કિણે કરમે વિધવા હોય; સ્વામી.
શાથી જીવ નપુંસકપણું લહે, જ્ઞાને વિચારી જોય. સ્વામી–શ્રી.૫

જૈન ધર્મની દુગંચ્છા કરે, નિંદે મુનિવર જેહ; ગૌતમ.
નીચ કુલમાં તેહ ઉપજે, વેશ્યાપણુ લહે તેહ. ગૌતમ–શ્રી ગૌતમ. ૬
શીયલ વ્રતને ભાંગીને, ભોગ ભોગવે પ્રાણી જેહ; ગૌતમ.
તેહ કર્મના પ્રતાપથી, વિધવાપણુ લહે તેહ. ગૌતમ–શ્રી ગૌતમ. ૭
સદાચારને છોડીને, વેશ્યાનો સંગ કરે જેહ; ગૌતમ.
તેહ કર્મના વિપાકથી, નપુંસકપણુ પામે તેહ. ગૌતમ શ્રી–ગૌતમ. ૮
કિણે કરમે ગર્ભ રહે નહિ, કિણે કરમે ગર્ભ ગલી જાય; સ્વામી.
શાથી જીવ પરણુવાને નીકલ્યા, પીઠી ભર્યા પાછા ઘેર જાય.
સ્વામી–શ્રી ગૌતમ. ૯
જીવ દયા પાલે નહિ, તેને કરમે ગર્ભ બંધ થાય; ગૌતમ.
વાડીમાં ચુંટે કુણા મોગરા, તેને કરમે ગર્ભ ગલી જાય.
ગૌતમ–શ્રી ગૌતમ. ૧૦
કુણી કલીયાં પુલની, સુઇએ કરીને વિંધાય; ગૌતમ.
તેહ કર્મના ઉદયથી, પીઠી ભર્યા પાછા ઘેરે જાય.
ગૌતમ–શ્રી ગૌતમ. ૧૧
ક્યા કારણુ જીવ ઠુંઠા હોવે, પાંગુલા કિણે કરમે હોય; સ્વામી.
કિણે કરમે આંખે ઝાંખ પડે, કિણે કર્મે જાતિ અંધ થાય.
સ્વામી–શ્રી ગૌતમ. ૧૨
પરની આંગલીયો કાપતા, તેને કરમે ઠુંઠા હોય; ગૌતમ.
જીવની પાંખો જે કાપે, તેને કરમે પાંગુલા જોય.
ગૌતમ–શ્રી ગૌતમ. ૧૩
પરજીવને પીડા કરે, તેને કરમે આંખે ઝાંખ હોય; ગૌતમ.
પરજીવના વધ જે કરે, તેને કર્મે જાતિ અંધ જોય.
ગૌતમ–શ્રી ગૌતમ. ૧૪

શોક શાથી પ્રભુ ઉપજે, કલંક શાથી ચડંત; સ્વામી.
એક બીજાથી જુદાઇ કરે, તેને કરમે શોક કરંત.
ગૌતમ-શ્રી ગૌતમ. ૧૫
જુઠી સાક્ષીયો જે પુરે, જુઠાં દેવે આળ; ગૌતમ.
તેહ કર્મના પ્રભાવથી, બાંધે કલંકની પાળ.
ગૌતમ-શ્રી ગૌતમ. ૧૬
જીવ કેમ ઝેરી સર્પ ઉપજે, શાથી જીવ જશ હીણ હોય; સ્વામી.
ક્રોધ ભર્યા અબોલ્યા મરે, તેને કરમે ઝેરી સર્પ જોય.
ગૌતમ-શ્રી ગૌતમ. ૧૭
જે જીવ રાગમાં લીન થયા, તેણે કરમે જશહીણ હોય; ગૌતમ.
શાથી જીવ નિગોદમાં પડયા, શાથી જીવ તીર્યંચમાં જાય.
ગૌતમ-શ્રી ગૌતમ. ૧૮
મોહમાં જે મુંઝાઈ રહ્યા, તેને કરમે નિગોદમાં જાય; ગૌતમ.
માયામાં જે લપટાઈ રહ્યા, તેને કરમે તીર્યંચ તે થાય.
ગૌતમ-શ્રી ગૌતમ. ૧૯
શાથી જીવ એકેંદ્રીમાં ઉપજે, શાથી જીવ પંચેંદ્રીમાં જાય; સ્વામી.
શાથી જીવ સંસાર વૃદ્ધિ કરે, શાથી અલ્પ સંસારી થાય.
સ્વામી-શ્રી ગૌતમ. ૨૦
પાંચ ઇંદ્રીયો વશ નવિ કરે, તેને કરમે એકેંદ્રી થાય. ગૌતમ.
પાંચ ઇંદ્રીયો વશ નિત કરે, તેને કરમે પંચેદ્રીમાં જાય.
ગૌતમ-શ્રી ગૌતમ. ૨૧
મોહ મત્સર જે નિત કરે, તેથી સંસાર વૃદ્ધિ હોય; ગૌતમ.
સંતોષ સમતા જે અનુસરે, તેથી અલ્પ સંસાર જોય.
ગૌતમ-શ્રી ગૌતમ. ૨૨

શાથી જીવ નીચ કુલે ઉપજે, શાથી જીવ ઉંચ કુલે હોય; સ્વામી.
દાન દીયે અસુજતાં, તેથી જીવ નીચ કુલે જોય.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૩

દાન દીયે સુપાત્રમાં, વલી કરે ધર્મનાં કામ; ગૌતમ.
તેહ પુણ્યના પ્રભાવથી, ઉંચ કુલમાં હોય ધામ.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૪

શાથી જીવ નરકમાં ઉપજે, શાથી લહે દેવલોક વાસ; સ્વામી.
લોભ લાલચમાં મુંઝાઇ રહ્યા, તેને કર્મે નરક હોય ખાસ.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૫

દાન શીયલ તપ આદરે, ભાવના ભાવે ખાસ; ગૌતમ.
તેહ પુણ્યના પ્રભાવથી, હોવે દેવલોકમાં વાસ.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૬

રાજગ્રહી પ્રભુ આવીયા, શ્રેણીક વાંદવા જાય; ગૌતમ.
ગૌતમે પ્રશ્ન પુછીયા, પ્રભુજીએ દીધા બતાય.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૭

ગૌતમે કેવલ માગીયુ, ઘોને સ્વામી વર્ધમાન; સ્વામી.
વીર કહે મોહ રાગથી, નવિ હોવે કેવલજ્ઞાન.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૮

કર જોડી કલ્યાણ કહે, ભાંખે શ્રી ભગવાંન; ગૌતમ.
જે નર સુણીને આદરે, તસ ઘેરે નવ નિધાન.
ગૌતમ—શ્રી ગૌતમ. ૨૯



## સજઝાય.

દુર્લભ જન્મ બતાયારે, ભવિકા દુર્લભ જન્મ બતાયા;
આવે નહિ દુજીવારરે, ભવિકા દુર્લભ જન્મ બતાયા. ૧

દશ દ્રષ્ટાંતે દોહિલો પાયો, માનવનો અવતાર;
પામીને કેમ હારીએ જેથી, જાયે મુક્તિ મોઝાર.
જાયે મુક્તિ મોઝારરે, ભવિકા દુર્લભ જન્મ બતાયા. ૨

પાંચ ઇંદ્રીયો પાપણી જાણો, દુરગતિ ઘાલે છે જેહ;
ધન્ય મુનિ જેને વશ કરી છે, વલી વલી વંદુ તેહ.
વલી–ભવિકા–દુર્લભ. ૩

નવીન કર્મનો બંધન કરીયે, મુલ કર્મ શિથિલ તે હોય;
એમ ધીરજતા દીલમાં ધારો વહેલી શીવગતી જોય.
વહેલી–ભવિકા–દુર્લભ. ૪

જેને નરે ધીરજતા ધારી, આપ બલે ઝુંઝાયા;
કેવલ લેઇ મુકતે સિધાયા, અજર અમર પદપાયા.
અજર–ભવિકા–દુર્લભ. ૫

આગલથી ચેત્યો નહિ પ્રાણી, પછે પસ્તાયે શુ થાય;
લવ લવ કરતો આવીયોને, લવ લવ કરતો જાય.
લવ–ભવિકા–દુર્લભ. ૬.

ધંધો કરી ધન મેલીયુ ભાઇ, લાખાં ઉપર ક્રોડ;
અંતસમયે માનવીએ, લીધો કંદોરો છોડ.
લીધો–ભવિકા–દુર્લભ. ૭.

વિલંબ મ કરશો ધર્મમાંરે. દેહનો નહિ વિશ્વાસ:

કલ્યાણ મુનિ કહે જીવડારે, પલમાં ઉડી જાશે સાસ.
પલમાં ઉડી જાસે સાસરે, ભવિકા દુર્લભ જન્મ બતાયા. ૮

## લાવણી.

જ્ઞાન કલા ગુણવંત મુનિશ્વર, અમૃત વચન બોલત વાણી;
અપૂર્વ દર્શન આપકો પાયો, કલ્યાણમુનિજી ગુરૂ જ્ઞાનિ. જ્ઞાન. ૧
ગુજરાતી વીર ક્ષેત્રકે વાસી, પેથાપુરકે વસનારી;
દ્રર્ભાવતિમે કીયા ચોમાસા, ગંભીરપણાકા ગુણ ભારી. જ્ઞાન, ૨
મીરાતબાઇ સતી શીરોમણી, પુત્ર જન્મ્યા સુખકારી;
બલાખીદાશનુ કુલ અજુવાલુ, આગમના બહુ જાંણુકારી.જ્ઞાન, ૩
પંચમાહાવ્રત સુધાં પાલે, ગુણ છત્રીશ સંગ ધારી;
દોષ બેતાલીશ દુર કરીને, કુમતા નારી પરિહારી. જ્ઞાન. ૪
અષ્ટ કરમમલ દુર કરણકુ, સુમતાનારી આપ વરી;
ભવસાગરસે પાર ઉતરેગે, શીવરમણીસે પ્રીત કરી. જ્ઞાન. ૫
સુકૃત દાન દેવો જોઈતાને, દ્રવ્ય ભાવ અપને તનસે;
આપણી વાંણી શ્રવણે સુનકે, મગનભયો મેરે મનસે. જ્ઞાન. ૬
સંવત ઓગણી અગનાશિમે, માગસર વદી છઠ બલિહારી;
ક્યા તારીફ કરૂં મે આપકી, આપકે ગુણ અપરંપારી. જ્ઞાન. ૭

ઢાંકો પાવક ધુમરે, ઢાંકો વાદળ સુર;
માયાને ઢાંકો આતમા, સમજણ રહી દુર.

# ગુંહલી સંગ્રહ.

---

સુણો ચંદાજી - એ રાગ.

સુણો શ્રાવકો હિતશિક્ષા કહુ તે દીલમાં ધારજો,
તમે પ્રેમધરી વીતરાગદેવની વાણીને સ્વીકારજો;
દાન શીયલ તપ ભાવ જાણીને, ગુરૂ વચન સત્ય માનીને,
માનવ ભવ સફલ આણીને. સુણો શ્રાવકો. ૧
વક્ર જડતા તમે દુર કરો, સરલતા દીલમાં નિત્ય ધરો;
જો ધર્મ ઉપર હોય પ્રેમ ખરો. સુણો શ્રાવકો. ૨
ઈર્ષા ખારને તમે દુર ટાલો, પરસ્પર સંપીને સહુ ચાલો;
ગુરૂનો વચન જો હોય વ્હાલો. સુણો શ્રાવકો. ૩
ચાર મોટી વિગય તમે ત્યાગોને, બાવીશ અભક્ષ દુર ટાલોને;
બત્રીશ અનંત કાય છોડોને. સુણો શ્રાવકો. ૪
સમકિત મુલ ધર્મને પાલોને, બાર વ્રતના નિયમને ધારોને;
અજ્ઞાનતાને દુરે ટાલોને. સુણો શ્રાવકો. ૫
પાંત્રીશ માર્ગાનુસારી ગુણ ધરો, એકવીશ ગુણને તમે અનુસરો;
સંસાર સમુદ્રને ઝટ તરો. સુણો શ્રાવકો. ૬
પ્રભુની પુજા તમે નિત્ય કરો, નવકારશી પોરશીના વ્રતને ધરો;
પડિકમણાં દોય અનુસરો. સુણો શ્રાવકો. ૭
પર્વ તિથિ શીયલવ્રતને ધરો, શ્રાવકપણાનો હોય ગુણ ખરો;
વિવેક વિના નહિ ડુબીમરો. સુણો શ્રાવકો. ૮

એમ જાણી તપજપ કીરીઆકરો, વ્રત નિયમને દીલમાં નિત્ય ધરો,
કલ્યાણ મુનિ કહે ધર્મ ખરો. સુણો શ્રાવકો. ૯

---

## ગુંહલી.

જાય છે જાય છે જાય છેરે, આ સમય સાધવાનો જાય છે;
મનુષ્ય ભવ લુંટાય છેરે. આ સમય ચાલ્યો જાય છે.
ગયો વખત ફેર નહિ આવે, પાછળથી પસ્તાય છેરે;
આ સમય ચાલ્યો જાય છે.
આલશ નિદ્રા પ્રમાદ છોડો, ફોગટ જન્મ ગમાય છે રે. આ.
વૈર વિરોધનો ત્યાગ કરો તો, આત્મ સાધન સધાય છે રે. આ.
મોહ માહાનો ત્યાગ કરો તો, ધર્મમાં પ્રેમ જોડાય છે રે. આ.
ક્રોધ માન લોભ દુર કરો તો, મોક્ષ નગર પહોંચાય છે રે. આ.
મિથ્યાત્વ અજ્ઞાન દુર મુકો તો, સમકિતમાંદીલ ખેંચાય છે રે. આ.
રાગ દ્વેષ પરિણતિ દુર ટાલો તો, ભક્તિમાં લીન થવાય છે રે. આ.
શ્રદ્ધા વિવેકથી કિરિયા કરો તો, શ્રાવકપણું કહેવાય છે રે. આ.
દાન શીયલ તપ ભાવના ભાવો, સમકિત નિર્મલ થાય છે રે. આ.
સામાયક પડિકણું નિત્ય કરો તો, પાપ દુરે પલાય છે રે. આ.
તીરથયાત્રા કલ્યાણક ભુમિ, ફરસ્યાથી અઘ દુર જાય છે રે. આ.
વ્રત નિયમ પચ્ચખાંણ કર્યાથી, ભવજલ પાર તરાય છે રે. આ.
હિંસા અસત્ય સ્તેય તજ્યાથી, સદા શિવ શાંતિ પમાય છે રે. આ.
મૈથુન પરિગ્રહ દુર કર્યાથી, સહેજે શીવ સુંદરી વરાય છે રે. આ.
કહે કલ્યાણ પ્રભુ ભક્તિ માંહે, આતમ ધ્યાન ધરાય છે રે. આ.
કલ્યાણ મુનિ લયલીન થઇને, ચિદાનંદ પદ પ્રગટાય છે રે. આ.

---

## ગુંહલી.

થાય છે થાય છે થાય છે રે, ગુરૂ ગુણ ગાવાનુ મન થાય છે;
જાય છે જાય છે જાય છે રે, ગુરૂ ગુણ ગાવાની તક જાય છે.
વ્યાખ્યાન વાણી નિત્ય સુણાવે, સાંભલવા નરનારી જાય છે રે;
ગુરૂ ગુણ ગાવાની તક જાય છે.
સુત્ર સિદ્ધાંતોની વાત સુણીને, હરખ ઘણો દીલ થાય છે રે; ગુરૂ.
અમૃતમય ગુરૂ વાણી સુણીને, મન મારૂં ઉભરાય છે રે; ગુરૂ.
પુણ્ય સંજોગે જોગવાઈ પામી, આલશમાં હારિ જવાય છે રે. ગુરૂ.
આપ તરે ને બીજાને તારે, એમના ગુણો ગવાય છે રે. ગુરૂ.
ધન્ય માતા જેને કુખે ધરિયા, રત્નગર્ભા કહેવાય છે રે. ગુરૂ.
ધન્ય પિતા જેને કુલ અવતરિયા, જગમાં જશ ગવાય છે રે. ગુરૂ.
મોહન ઉદ્યોત ગુરૂ પ્રતાપે, ચારિત્ર ભાવના થાય છે રે. ગુરૂ.
પાટણમાંહે ગુરૂ કૃપાથી, કલ્યાણ નામ કરાયછેરે. ગુરૂ.
સરવે ઠેકાણે સાધુ રહેવાથી, આનંદ નિત્ય ફેલાય છે રે. ગુરૂ.
ગુરૂનુ અદ્ભુત રૂપ દેખીને, સંઘ સકલ હરખાય છે રે. ગુરૂ.
હરખે સુંહાગણ ગુંહલી પુરી, દેશના સુણી મલકાય છે રે. ગુરૂ.
સોના રૂપાના પુલડે વધાવી, જય જયકાર બોલાય છે રે. ગુરૂ.
ધર્માધર્મનુ સ્વરૂપ બતાવી, ધર્મની વૃદ્ધિ કરાય છે રે. ગુરૂ.
આરંભ સારંભ કામને ત્યાગી, ધર્મ ક્રિયામાં જોડાય છે રે. ગુરૂ.
દળવુ ખાંડવુ લીંપવુ ધોવુ, પરવોમાં ત્યાગ કરાય છે રે. ગુરૂ.
પર્વ તિથિએ શીયલને પાલી, મનુષ્ય લ્હાવો લેવાય છે રે. ગુરૂ.
ગુરૂની સેવા મોક્ષના મેવા, પુણ્ય યોગે પમાય છે રે. ગુરૂ.
મોહન જેવંતને ગુરૂ સેવાથી, નવ નિધિ ઘેરે પ્રગટાય છે રે. ગુરૂ.
કલ્યાણ મુનિની પુરણ કૃપાથી, આનંદ મંગલ વરતાય છે રે. ગુરૂ.

## ગુંહલી.

સુણો ચંદાજી—એ રાગ.

સુણો સાહેલી ગુરૂ માહારાજને, નયણે તમે દેખીને;
હરખો દીલમાં શીયલ તમોને, વ્હાલુ છે તે પેખીને.
ગુરૂ સેવામાં પ્રેમ રાખો છો, કજીયા ટંટા દુરે નાંખો છો;
સુખ માટે વચન તમે સાંખો છો. સુણો સાહેલી. ૧
શુદ્ધ આચાર વિચાર પાલો છો, તપજપ કીરીયામાં મ્હાલો છો;
અનાચારને દુરે ટાલો છો. સુણો સાહેલી. ૨
દયા ધરમમાં મન જોડો છો, વિષયા ભિલાષા તોડો છો;
હિંસાનાં કારણ છોડો છો. સુણો સાહેલી. ૩
સમતા સાહેલીશુ ખેલો છો, દુર મતિનો કેડો મેલો છો;
વૈરાગ્ય હૃદયમાં રેડો છો. સુણો સાહેલી. ૪
ધર્મની આણા શિર ધારો છો, ગુરૂ ભક્તિમાં ચિત્ત વારો છો;
વ્રત નિયમને નિત્ય પાલો છો. સુણો સાહેલી. ૫
વ્યાખ્યાન સુણો સહુ આનંદે, વિકથામાં પડો નવિ ફંદે;
કલ્યાણ કહે મલે શીવ કંદે. સુણો સાહેલી. ૬

---

## ગુંહલી.

શેહેરનો સુબો કયારે આવશેરે—એ રાગ.

કર્મ દેવ પણ સો વશારે, ઘડે ગરીબોના ઘાટરે;
ભવિકજન નરભવ રૂડો પામીયારે.

નીરખો આ સંસારમાંરે, પડતા ઉપર પાટરે;
ભવિકજન નરભવ. ૧
દલિદ્રીને મુરખ સ્રીરે, નિશ્ચે લખી લલાટરે;
ભવિકજન નરભવ.
પુત્ર અકરમીને અભણુ છેરે, જોજો સંસારના ઘાટરે.
ભવિકજન નરભવ. ૨
નિર્ધન લોક કદી વદેરે, ખરી બનેલી વાતરે;
ભવિકજન નરભવ.
જડ મંડલ માને નહિરે, કરે છે લાતંલાતરે.
ભવિકજન નરભવ. ૩
જ્યાં જ્યાં જાય દલિદ્રીરે, ગાંમ ઘેરે કે શેહેરરે;
ભવિકજન નરભવ.
નિન્દા મશ્કરી સૌ કરીરે, માને છે મનમાં લેહેરરે.
ભવિકજન નરભવ. ૪
પહેલા હતો સુખી ઘણોરે, હવે થયો છે અનિઠરે;
ભવિકજન નરભવ.
કર્મ દૈવે દુખી કર્યોરે, ન માને જગત તે ધીઠરે.
ભવિકજન નરભવ. ૫
કદી બિચારો જઈ ચડેરે, સભા માંહે તે ખાસરે;
ભવિકજન નરભવ.
ડાહ્યા મુરખમાં ખપેરે, એ છે કર્મનો પાશરે.
ભવિકજન નરભવ. ૬
વિશ્વાસ કોઇ કરે નહિરે, ચડવા દે નહિ દ્વારરે;
ભવિકજન નરભવ.

નિર ઉપયોગી તેને ગણેરે, એ છે સંસારનો સારરે.
ભવિકજન નરભવ. ૭
એવુ જાણીને ચેતજોરે, ન કરો કોઈની આશરે;
ભવિકજન નરભવ.
મુનિ કલ્યાણ કહે જાણીનેરે, તોડો કર્મના પાશરે.
ભવિકજન નરભવ. ૮

## ગુંહલી.

પીતલ લોટા જલે ભર્યારે—એ રાગ.

પરલોકે સુખ પામવારે, કરોને સારો સંકેતરે;
ભવિકજન નરભવ રૂડો પામીયારે.
હજુ બાજી છે હાથમાંરે, ચેતી શકે તો ચેતરે;
ભવિકજન નરભવ.
જોર કરીને જીતવુરે, ખરેખરૂ કર્મનુ ખેતરે;
ભવિકજન નરભવ.
દુશ્મન છે તુજ દેહમાંરે, ચેત ચેત નર ચેતરે;
ભવિકજન નરભવ.
આલશ જો નહિ છોડશોરે, તો ફોગટ થાસો ફજેતરે;
ભવિકજન નરભવ.
માટે આલશને છોડીનેરે, કરજો કરમનો અંતરે;
ભવિકજન નરભવ.
ઈર્ષા દ્વેષ દુરે કરોરે, નિન્દા કરો પરિહારરે;
ભવિકજન નરભવ.

કામ કષાયને ત્યાગીનેરે, ધરજો ધર્મ પર પ્યારરે;
ભવિકજન નરભવ.
સંપ તે સુખનુ મુલ છેરે, કંકાસે થાય સવિ ધુલરે;
ભવિકજન નરભવ.
તન ધન નથી તારા કામનાંરે, નથી પ્રિયા પરણેતરે;
ભવિકજન નરભવ.
પાછલ સૌ રહેશે પડયુરે, જેમ ચલકતી રેતરે;
ભવિકજન નરભવ.
કાળા કેશ મટી ગયારે, થયા સઘલા સફેતરે;
ભવિકજન નરભવ.
મુનિ કલ્યાણ કહે સમજજોરે, કરો પ્રભુ સાથે હેતરે;
ભવિકજન નરભવ.

## ગુંહલી.

સુણો ચંદાજી—એ રાગ.

અહો કૃપણ ભાઇ આશુ ટેવ પડી તમને ધન સંચવા;
સજ્જન સાથે મંડલમાં બેસો છો, સહુને ઠગવા.
એવી ઠગ વિદ્યા તમે જાણો છો, દુર્ગતિમાં આતમ તાણો છો;
એવી નિર્લજતા કેમ આણો છો. અહો. ૧
માનવ ભવ કેમ તમે હારો છો, નિજ ધર્મને નહિ સ્વીકારો છો;
ધીઠાઇતા દીલમાં ધારો છો. અહો. ૨
દાન શીયલને નહિ પાલો છો, સન્મારગમાં નહિ ચાલો છો;
ઉન્માર્ગમાંહે કેમ હાલો છો, અહો. ૩

શુભ કાર્યમાં મન નહિ જોડો છો, પર ઉપકાર કરવો છોડો
 પુણ્ય મારગને તમે તોડો છો, અહો. ૪
મુખે બોલીને ફરી જાવો છો, વિશ્વાસ કોઇનો નહિ લાવેછો;
 ગુરૂ દેવને ઠગીને ખાવો છો. અહો. ૫
નાત જાતથી દુરે ભાગો છો, કુડ કપટમાંહે લાગો છો,
 ધન માટે રાત દીન જાગો છો. અહો. ૬
ધન સંચીને પાપને બાંધો છો, એવા અનાજના ખીચડા રાંધો છો;
 નવ તોડીને તેર સાંધો છો, અહો. ૭
કોઇ સંચે ને કોઇ ખાવે છે, એ ધન દુર ગતિ લેઈ જાવે છે;
 મુનિ કલ્યાણુ તમને જણાવે છે. અહો. ૮
એવુ જાણીને તપ જપ કીરીયા કરો, સાત ક્ષેત્ર માંહે ધન વાવરો;
 કહે કલ્યાણુ મુનિ શીવસુખ વરો, અહો. ૯

---

## ગુંહલી.

---

માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો—એ રાગ.

બેની ગુરૂરાજને તમે વંદો, જેથી મલે છે શીવસુખ કંદો બેની.
ભાગ્ય જોગે ગુરૂરાજ મલીયા, ભવોભવનાં પાતક ટલિયાં;
 મોતીડે મેહ વરસીયા. બેની. ૧
ધન્ય ઘડી ધન દીવસ આજ, સિધાં છે સઘલાં કાજ;
 પધાર્યા ગુરૂ મહારાજ. બેની. ૨
રહો ગુણીયલ ગુરૂજી ચોમાસુ, વાણી સુણીને નિરમલ થાસુ;
 રાત દીવસ ગુણને ગાશુ. બેની. ૩

પુરવ પુણ્ય ઉદય આજ ફલીયો, સદ્‌ગુરૂને સંજોગ મલીયો;
અજ્ઞાન કદાગ્રહ ટલીયો. બેની. ૪
સુત્ર અર્થના ઉપદેશ આપે, મિથ્યાત્વના મૂલને કાપે;
સમકિત માંહે સ્થિર થાપે. બેની. ૫
પુણ્ય પાપનો રસ્તો બતાવી, સત્ય ધર્મની વાત જણાવી;
બસુના સંઘને મન ભાવી. બેની. ૬
ગુરૂ જ્ઞાન રતનના ભરિયા, સમતા સાગરના છે દરિયા;
વૈરાગ્ય તરંગને વરિયા. બેની. ૭
ગુરૂ કલ્યાણ મુનિ માહારાજ, નિત્ય સેવ્યાથી સરસે કાજ;
કહે દુર્લભ મલે શીવરાજ. બેની ૮

---

## ગુંહલી.

---

સોનાનો સુરજ રૂડો ઉગીયોરે—એ રાગ.

ધન્ય દીવસ છે આજનોરે, પધાર્યા ગુરૂ માહારાજરે;
કલ્યાણ મુનિ, ભલેરે બસુમાં પધારીયા રે.
પંચમાહાવ્રત આદરયાંરે, કરવા આતમ કાજરે. કલ્યણ મુનિ ભલે.
હિંસા મારગ નહિ સેવતારે, ન કરાવે કોઇની પાસરે;
કલ્યાણ મુનિ ભલે.
કરતાને અનુમોદે નહિરે, ન ધરે કોઇની આશરે
કલ્યાણ મુનિ ભલે.
સુક્ષ્મ બાદર જીવનેરે, ત્રસ સ્થાવ પ્રતિ પાલરે;
કલ્યાણરે મુનિ ભલે

કીડી કુંજર સરખા ગણેરે, ચારિત્ર ઉપર છે વ્હાલરે;
કલ્યાણ મુનિ ભલે.
કુડ વચન નહિ બોલતારે, ભાંખે છે સત્ય સ્વરૂપરે;
કલ્યાણ મુનિ ભલે.
માયા કપટ ને દુરે કરીરે, જોવે છે આતમ રૂપરે;
કલ્યાણ મુનિ ભલે.
એવા ગુરૂને વાંદતાંરે, પાપ ન રહે લગારરે;
કલ્યાણ મુનિ ભલે.
કહે અમુલખ દીન પ્રતિરે, હું વંદુ વાર હજારરે,
કલ્યાણ મુનિ ભલે.

## ગુંહલી.

પડવેની પણ પ્રિત ગટમટ ભુલીરે—એ રાગ.

શ્રી કલ્યાણ મુનિની શીખાંમણ સહુ સુણીરે,
સખી કેશર ભીના માહારાજ સભા સહુ ધુણીરે. ૧
આવોને મુનિ માહારાજ વોરણ કાજેરે,
મારે સુરતરૂ ફલીઓ આજ ચિંતા સહુ ભાંજેરે. ૨
સોનાનો સુરજ ઉગ્યો આજ ભલે પધાર્યારે,
મોતીડે વુઠ્યા મેહ કાજ સુધારારે. ૩
ગુરૂજી કહે તેવુ કામ તમે સહુ કરજોરે,
થસે તમારૂ કામ વચનચિત્ત ધરજોરે. ૪
કલ્યાણ મુનિ માહારાજના ગુણ ગાજોરે,
મોહન જેવંતને મલીયા આજ સદા સુખ થાજોરે. ૫

જનમ મરણુના ફેરા મારા ટલીયારે,
અખંડ ઇંટની પાળ બલવંતથી બલિયારે. ૬
થયો સફલ અવતાર ગુરૂજી મલીયારે,
ભવો ભવનાં પાતિક જાય દુઃખ સવિ ટલિયાંરે. ૭
દાશ તમારો જાણીને શરણે રાખે રે,
કર જોડી માગુ આજ વચનને ભાંખોરે. ૮
કરો મોહન પર મેહેર વિનતિ સ્વીકારોરે,
મને રાખો તમારી પાસ દયા દીલ ધારોરે. ૯

---

## ગુંહલી.

---

પીતલ લોટા જલે ભર્યારે—એ રાગ.

લક્ષ્મી ચંચલ નાર છે રે, એક દીન ચાલી તે જાયરે;
ભવિકજન, શાણા સમજીને ચાલજોરે.
મનની મનમાં રહી જશેરે, પાછલ તુ પસ્તાયરે.
ભવિકજન, શાણા. ૧
માનમાં તુ મરડાઇનેરે, મુરખ શીદ મલકાયરે;
ભવિકજન, શાણા.
માયા કપટમાં રાચીનેરે, પામર ખરે હરખાયરે.
ભવિકજન, શાણા. ૨
વિચારી જોજ્યો માનવીરે, જવાનુ જરૂર હોયરે;
ભવિકજન, શાણા.

પ્રબલ સત્તા છે દૈવનીરે, ત્યાં ધાર્યું કોનુ થાયરે.
ભવિકજન શાણા. ૩
અણુધારી જોરે જીવડારે, તુજ આંખ બંધ થાયરે;
ભવિકજન, શાણા.
ઉર્મી ઉછલતી હૃદયનીરે, વાને ઝપાટે જાયરે.
ભવિકજન, શાણા. ૪
જેવુ કરશો તેવુ પામશોરે, આજ કરેલુ કાલે પાવોરે;
ભવિકજન, શાણા.
ધોકો દેશો બીજા શિરેરે, આપહી ધોકા ખાવોરે.
ભવિકજન, શાણા. ૫
ઇંદ્ર ચંદ્ર ચક્રી સવિરે, ગ્રહની ગતિ આધીનરે;
ભવિકજન, શાણા.
દૈવની ન્યારી કળા જીહાંરે, સકલ પ્રાણી તિહાં દીનરે.
ભવિકજન, શાણા. ૬
આશા અનોપમ વેલડીરે, પલવારમાં છુંદાયરે;
ભવિકજન, શાણા.
જીવન રૂપી નૌકા ખરેરે, સાગર માંહે લુંટાયરે.
ભવિકજન, શાણા. ૭
એવુ જાણીને ચેતજોરે, કરજો સફલ અવતારરે;
ભવિકજન, શાણા.
કલ્યાણ મુનિ કહે ધર્મથીરે, પામશો ભવજલ પારરે.
ભવિકજન, શાણા. ૮

---

## ગુંહલી.

અહો મુનિ સંસાર વિભાવ દશા ત્યાગીરે, થયા સંજમ રમણીના રાગી.
અહો મુનિ સંસાર વિભાવ દશા ત્યાગીરે. ૧
ગુરૂ પંચમહાવ્રત ધારીરે, પંચ પ્રમાદને દુર ટારીરે;
ખટકાયનુ રક્ષણકારી, અહો મુનિ સંસાર વિભાવ દશા ત્યાગીરે. ૨
શુદ્ધ સમકિત ચરિત્ર પાલીરે, કર્મ કઠિનને નાંખ્યાં ગાલીરે;
થયા વિશ્વમાં બહુ ભાગ્યશાલી, અહો મુનિ. ૩
વિચરીયા દેશ વિદેશરે, દેઈ ધર્મતણો ઉપદેશરે;
ટાલ્યો કુસંપ ને કલેશ, અહો મુનિ. ૪
તુમ વાણીમાં મુજ મન લાગ્યુરે, જાગ્યુ શુભ અશુભ કર્મ ભાગ્યુરે;
કાન્તિ મુનિનુ રટન દીલ લાગ્યુ, અહો મુનિ. ૫
ભવિ જીવની કુમતિ ટાલીરે, સદબુધિ આપી છે સારીરે;
કુડા કુપંથ થકી નિકાલી, અહો મુનિ. ૬
શાંત મુર્ત્તિ ગુરૂજી તમારીરે, દેખી હરખે ચિત્ત વૃત્તિ મારીરે;
થયુ મુજમન શાંતિકારી, અહો મુનિ. ૭
ગુરૂ શરણે આવ્યાને તારોરે, નથી બીજો કોઈ આધારોરે.
કલ્યાણને પાર ઉતારો, અહો મુનિ. ૮

## ગુંહલી.

રહો રહોને ગુરૂજી ચોમ સુરે, ગુણનિધિ ગુણ તમારા ગાશુરે;
રહો રહો ને ગુરૂજી ચોમાસુરે.
ગુરૂ વિહાર કરંતા આવ્યારે, બસુના સંઘને મન ભાવ્યારે;

સુણી દેશના સહુ હરખાવેરે, રહો રહોને. ૧
ગુરૂને સંઘે વિનંતી કીધીરે, મેમદપુરથી રજાઓ લીધીરે;
સરવે કાર્યની થઇ છે સિદ્ધિરે, રહો રહોને. ૨
ગુરૂની હસમુખી છે કાન્તિરે, ભવિજીવના મનની ટાલે ભ્રાન્તિરે;
દેખી મુદ્રાને થાય દીલ શાંતિરે, રહો રહોને. ૩
ગુરૂની મુરતિ મોહન ગારીરે, સહુ સંઘને લાગે છે પ્યારીરે;
દેખી હરખે છે નરને નારીરે, રહો રહોને. ૪
ગુરૂનુ નામ પાડ્યુ છે ઘણુ સારૂરે, કલ્યાણ મુનિ લાગે પ્યારૂરે;
જીનશાશનને અજવાલુરે, રહો રહોને. ૫
એવા ગુરૂને નિત્ય નિત્ય વંદોરે, જેથી મટે છે ભવ ભય ફંદોરે;
કહે મોહન મલે સુખ કંદોરે, રહો રહોને. ૬

---

## ગુંહલી.

---

ગુરૂ મેમદપુરથી આવ્યારે, દેખી મુદ્રાને સહુ હરખાયારે;
બસુના સંઘને મન ભાવ્યા, ભલે ગુરૂરાજ ચોમાસુ આવ્યારે. ૧
વ્યાખ્યાન વાણી નિત્ય સુણાવેરે, સુણી ભવીજન મન હરખાવેરે;
નમિ વંદીને પાવન થાવે, ભલે ગુરૂરાજ ચોમાસુ આવ્યારે. ૨
ગુરૂ સુમતિ ગુપ્તિને પાલેરે, સંજમ કીરીયામાં નિત્ય મ્હાલેરે;
જીનશાનને અજુવાલે, ભલે ગુરૂરાજ ચોમ.સુ આવ્યારે. ૩
દીન પ્રત્યે મલી ટોલી ટોલીરે, ગુરૂને વધાવે રંગ રોલીરે;
મુખથી સહુ જય જય બોલી, ભલે ગુરૂરાજ ચોમાસુ આવ્યારે. ૪
હુતો નિત્ય પ્રત્યે પ્રણમુ પાયરે, મારા મનમાં તે હરખ ન માયરે;
નરનારી મલી ગુણ ગાય, ભલે ગુરૂરાજ ચોમાસુ આવ્યારે. ૫

ગુરૂ કલ્યાણ મુનિ માહારાજરે, સેવ્યાથી સરે સહુ કાજરે;
જેઠા મેતાને મલે શીવરાજ, ભલે ગુરૂરાજ ચોમાસુ આવ્યારે. ૬

## ગુંહલી.

એની બસુ ગાંમ ઉદ્યાનકે, વાજા વાજીયાંરે લોલ;
એની મલીયા લોક અનેકકે, ગહન ઘન ગાજીયાંરે લોલ.
એની પધાર્યા ગુરૂ મહારાજ કે, તે જે શોભતારે લોલ;
એની સામૈયાનો ઠાઠકે, ગુરૂ પાય સેવતારે લોલ.
એની કલ્યાણ મુનિ માહારાજકે, જ્ઞાને દીપતારે લોલ;
એની સરવે વાતના જાણકે, બહુ વાદ જીપતારે લોલ.
એની જીવોના સંશય ગુઢકે. મિથ્યા મત પુરીયારે લોલ;
એની પુછ્યા પડુતર દેતકે, સંશય પુરીયારે લોલ.
એની ગુરૂની અમૃત વાણીકે, સુણી સુખ પામીયારે લોલ;
એની છોડી સકલ જંજાલકે, ધર્મમાં દ્રઢ જામીયારે લોલ.
એની શ્રાવક નો આચારકે, ગુરૂએ શીખવ્યોરે લોલ;
એની વિનય વિવેકને પાલીકે, ધર્મને દીપવ્યોરે લોલ.
એની લાવો ગુંહલી ગેલકે, હરખ વધામણાંરે લોલ;
એની વધાવો ગુરૂ માહારાજકે, નિત્ય લે ઉભામણાંરે લોલ.
એની બાંધો તોરણ દ્વારકે, મલી મલી ટોલીકારે લોલ;
એની ગાવો મંગલ ગીતકે, બહુ મલી બાલીકારે લોલ.
એની ધરો ધર્મનુ ધ્યાનકે, શીવ સુખ પામવારે લોલ;
એની લીલા કહે કર જોડકે, ભવ દુખ વાંમવારે લોલ.

## ગુંહલી.

આવો આવો પાસજી મુજ મલીયારે—એ રાગ.

આજે મને શાશન નાયક મલીયારે, ગુરૂ કલ્યણુ મુનિ મન ગમીયા;
આજે મુને શાશન નાયક મલીયારે.
સખી સજી શોલે શણુગારરે, જઈએ ગુરૂજીને દરબારરે;
ધરી હિયડે હરખ અપાર, આજે મુને શાશન નાયક મલીયારે.
સખી ભરો ચોખાનો થાલરે, રચો ગુંહલી પરમ ઉદારરે;
વાણી વરસે અખંડિત ધાર, આજે મુને શાશન નાયક મલીયારે.
શ્રાવક શ્રાવિકા મલી નરનારરે, ગુરૂ લબ્ધિ તણા ભંડારરે;
બતાવેછે ધર્મનો સાર, આજે મુને શાશન નાયક મલીયારે.
જીવ અજીવ તત્વ જણાવેરે, ષટ્ દ્રવ્યનો ભેદ સુણાવેરે;
સુણી સમકિતિ જીવ સુખ પાવે, આજે મુને શાશન નાયક મલીયારે.
એવા ગુરૂને નિત નિત વંદોરે, કહે અમુલખ થાય સુખ કંદોરે;
જેથી મટે છે ભવ ભય ફંદો, આજે મુને શાશન નાયક મલીયારે.

## ગુંહલી.

સંસારે શાણી બેની સમકિત વરવુ—એ રાગ.

મનુષ્ય દેહ પામી ધર્મને કરવુ, દેવ ગુરૂનુ ધ્યાન હૃદયમાં ધરવુ;
નિન્દા વિકથાને દુરે હરવુ, હો ધર્મી બેનો ધર્મને કરવુ. ૧
રાત્રિ ભોજન વાસી અન્ન ન ખાવું. કંદ મુલની પાસે નહિ જાવુ;
મીથ્યાત્વ પર્વ દુર કરવુ, હો ધર્મી બેનો ધર્મને કરવુ. ૨

ાવીશ અભક્ષને દુર પરિહરવાં, બત્રીશ અનંત કાયને દીલ નહિ ધરવાં;
સમકિત વ્રતને ઉચ્ચરવાં, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૩
વ દેવીની નહિ માનતા કરવી, વીતરાગ દેવની પણ આશ નહિ ધરવી;
એમ અજ્ઞાનતા દુર હરવી, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૪
જંતર તંતર ભ્રમમાં ન પડવુ, નાટક ચેટકમાં દીલ નહિ ધરવુ;
મુવા ભેપામાં ન રખડવુ, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૫
રેક કામમાં સુંદર જયણાને કરવી, જીવ દયા રૂડી હૃદયમાં ધરવી;
આરંભ ક્રિયા નહિ આદરવી, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૬
દેવ દર્શન નિત્ય ઉઠીને કરવુ, ગુરૂ ભક્તિમાં નિજ ચિત્ત ધરવુ;
વ્રત નિયમ આદરવુ, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૭
દાન શીયલ તપ ભાવના ભાવો, મનુષ્ય જન્મને। લ્યો તમે લ્હાવો;
સંસાર પાર જેમ થાવો, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૮
દેવ ગુરૂનુ નિત્ય સ્મરણ કરવુ, બાકી પાખંડ સવિ દુર પરિહરવુ;
કલ્યાણ કહે ભવ તરવુ, હો ધર્મી બેને। ધર્મને કરવુ. ૯



## ગુંહલી.

---

ગુરૂ વિહાર કરંતા આવ્યારે, સહુ સંઘના મનમાં ભાવ્યારે;
દેખી મુદ્રા સહુ હરખાયા, ભલે ગુરૂરાજ, મેમદપુર આવ્યારે. ૧
ગુરૂ પંચમાહાવ્રત પાલેરે, સંજમ કિરિયામાં નિત્ય મ્હાલેરે;
જીન શાશનને અજુવાલે, ભલે ગુરૂરાજ, મેમદપુર આવ્યારે. ૨
ગુરૂ દેશના નિત્ય સંભલાવેરે, સહુ સંઘ મલી હરખાવેરે;
નર નારી મલી આવે ભાવે, ભલે ગુરૂ રાજ, મેમદપુર આવ્યારે. ૩

કુમારપાલ પ્રબંધ વંચાયરે, સુણી સંઘ સકલ હરખાયરે;
ભવિ જીવનુ હૃદય હુલસાય, ભલે ગુરૂરાજ, મેમદપુર આવ્યારે. ૪
પ્રિયંકર ચરિત્ર કહીએરે, ભાવના અધિકારે લહીએરે;
સુણી લયલીન દીલમાં થઇએ. ભલે ગુરૂરાજ, મેમદપુર આવ્યારે. ૫
દીન પ્રત્યે મલી ટોલી ટોલીરે, ગુરૂને વધાવે રંગ રોલીરે;
જય જય મુખથી સહુ બોલી, ભલે ગુરૂરાજ મેમદપુર આવ્યારે. ૬
ધન્યમાત પીતા કુલ જાયારે, કાન્તિ મુનિજી અહીઆં આવ્યારે;
કલ્યાણ મુનિ નમે પાયા, ભલે ગુરૂરાજ, મેમદપુરે આવ્યારે. ૭

---

## ગુંહલી.

---

વ્હાલા કાંતિ મુનિજીને બ્હેનો વંદોરે,
જેથી મલે છે શીવ સુખ કંદો; વ્હાલા.
ગુરૂ પાંચ સુમતિને ધારેરે, પાંચ ઇંદ્રીના વિષયને ટાલેરે;
છ કાયાની રક્ષા સંભારે, વ્હાલા કાંતિ મુનિજીને બ્હેનો વંદોરે. ૧
ગુરૂ પંચમાહાવ્રત ધરતારે, પંચાચાર પાલન કરતારે;
શાંત મૂર્ત્તિ ક્ષમા ગુણ ધરતા, વ્હાલા કાંતિ. ૨
કરિ ત્રિકરણ યોગની શુદ્ધિરે, સુત્ર સિદ્ધાંતમાં ધરી બુદ્ધિરે;
સંજમ યોગમાં મનરૂંધિ, વ્હાલા કાંતિ. ૩
નવ વિધ બ્રહ્મચર્યને પાલેરે, આત્મ સ્વરૂપમાં નિત્ય મ્હાલે;
જીન શાશનને અજવાલે, વ્હાલા કાંતિ. ૪
ઉપસર્ગોથી નહિ ડરતારે, રત્ન ત્રયી ગુણને ધરતારે;
ઉપકાર જીવોનો કરતા, વ્હાલા કાંતિ. ૫

કરૂણા કર જગ ઉપકારીરે, જ્ઞાન લક્ષ્મીના ભંડારીરે;
ધર્મ દોલતના દાતારી, વ્હાલા કાંતિ. ૬
પ્રૌઢ પ્રતાપી છે ગુરૂ રાયારે, સહુ જીવને છે સુખ દાયારે;
કલ્યાણ મુનિ ગુણ ગાયા, વ્હાલા કાંતિ. ૭

---

## ગુંહલી.

---

જીરે આવો આવોને ઉપાસરે,
જીરે ગાવા વ્રત ગુણ ગીતરે;
ઓ બેની મોરી, ગુરૂજી પધાર્યા ચાલો વાંદવા.
જીરે શીયલ વ્રતને જાણીએ,
જીરે સર્વે વ્રતોમાં શિરદારરે. ઓ બેની. ૧
જીરે વ્રત નિયમ જે નવિ લહે,
જીરે તેહનો ફોગટ અવતારરે; ઓ બેની.
જીરે દાન શીયલ તપ આદરો,
જીરે સાચો એહ આધારરે. ઓ બેની. ૨
જીરે કરોડ સૌનેયા દીન પ્રતે,
જીરે આપે ભાવથી દાનરે; ઓ બેની.
જીરે શીયલ વ્રતનુ ફલ વલી,
જીરે નવિ હોય કદી સમાનરે. ઓ બેની. ૩
જીરે બ્રહ્મચારીને નિત્ય નમે,
જીરે ઇન્દ્ર ધરી બહુ પ્યારરે; ઓ બેની.

જીરે દુખ દોહગ દુરે ટલે,
જીરે થાય સફલ અવતારરે. ઓ બેની. ૪
જીરે પર પુરૂષને જુવે નહિ,
જીરે સુશીલાધારી કામ રાગરે; ઓ બેની.
જીરે વિષય વાસનાથી દુરગતિ,
જીરે લાગે નિજકુલને ડાઘરે. ઓ બેની. ૫
જીરે હસીએ રમીએ કદી નહિ,
જીરે પર પુરૂષની સંગાથરે; ઓ બેની.
જીરે તાલી તેને નવિ આપીએ,
જીરે બેસીએ નહિ તેની સાથરે. ઓ બેની. ૬
જીરે પર પુરૂષ દેખી કરી,
જીરે મલકાવીએ નહિ મુખરે; ઓ બેની.
જીરે અંગ નવિ બતલાવીએ,
જીરે બોલીયે નહિ સન્મુખરે. ઓ બેની. ૭
જીરે ન્હાનાને પુત્ર સમજાણીએ,
જીરે સરખાને ભાઈ સમધારરે; ઓ બેની.
જીરે મોટાને પીતા તુલ્ય જાણીએ,
જીરે કરીએ સફલ અવતારરે. ઓ બેની. ૮
જીરે શીયલથી અગ્નિ હોય શીતતા,
જીરે થાય સરપ પુલ માલરે; ઓ બેની.
જીરે ઉદ્યોત મુનિનો બાલકો,
જીરે કલ્યાણ કહે પાલો શીલરે. ઓ બેની. ૯

---

# ગુંહલી.

મલી છે મલી છે મલી છેરે, પુણ્ય જોગે જોગવાઇ મલી છેરે;
તન રંગ પતંગ સંગ નહિ ચાલે, અંતે મસાંણમાં ભલી છેરે,
પુણ્ય જોગે જોગવાઈ મલી છેરે. ૧
કાયા માયા જોબન સંગ નહિ આવે, ફોગટ માયા ઝાલી છેરે;
પુણ્ય જોગે.
જુઠી જગતની જંજાળ છોડો, અંતે હાથ ખાલી છેરે;
પુણ્ય જોગે. ૨
શુદ્ધ દેવ ગુરૂ ધર્મને આરાધી, સમકિત સુખડી વરી છેરે;
પુણ્ય જોગે.
સમકિત મુલ બારવ્રત આરાધી, દુરગતિ દુર કરી છેરે;
પુણ્ય જોગે. ૩
મીથ્યા અજ્ઞાનતા દુર કરીને, ધર્મની છાયા વરી છેરે;
પુણ્ય જોગે
પર પરિણુતિ દશા દુર કરીને, આત્મ પરિણુતિ ધરી છેરે;
પુણ્ય જોગે ૪
છલ પ્રપંચ તમે દુર નિવારી, આતમ શુદ્ધિ કરી છેરે;
પુણ્ય જોગે.
રાગ દ્વેષ તમે દુર કરીને, શીવ સંપદ વરી છેરે;
પુણ્ય જોગે. ૫
મોહન ઉદ્યોત ગુરૂ પસાયે, શુદ્ધ પરિણુતિ કરી છેરે;
પુણ્ય જોગે.
કલ્યાણ મુનિ ચરણમાં રહીને. દુર ગતિ દુર હરી છેરે;
પુણ્ય જોગે જોગવાઇ મલી છેરે. ૬

## ગુંહલી.

અહો ગુરૂ સંજમમાં રમતા, કે શીવપુર જાવાને ખપ કરતા—અહો;
કે સંસાર વિભાવ દશા ત્યાગી, કે થયા સંજમના રાગી;
કે વૈરાગ્યે લય લીનતા લાગી, અહો ગુરૂ. ૧
કે પંચમાહાવ્રતને ધારી, કે પંચવિષય દુરે ટારી;
કે ખટ કાય જીવ રક્ષણુ કારી, અહો ગુરૂ. ૨
કે ચારિત્ર શુદ્ધ ગુરૂ પાલી, કે કર્મ કઠિન દીધાં ગાળી;
કે થયા જગતમાં ભાગ્યશાળી, અહો ગુરૂ ૩
કે દેશ વિદેશમાં વિચરિયા, કે ઉપદેશ દેઇ ભવિ બુઝવિયા;
કે કુસંપ કલેશ ને દુર કરીયા, અહો ગુરૂ. ૪
કે ગુરૂ સાથે મુજ મન લાગ્યુ, કે પુરવ પુન્ય ઉદય જાગ્યુ;
કે અશુભ કરમ દુરે ભાગ્યુ, અહો ગુરૂ. ૫
કે કુબુદ્ધિ ભવિ જીવની ટાળી, કે સદ્‌બુદ્ધિ આપી છે સારી;
કે કુડા કુપંથથી નિકાલી, અહો ગુરૂ. ૬
કે દુઃખ પામુ છું હુ સંસારે કે ઉદ્યોત મુનિનુ શરણુ ધારે;
કે કલ્યાણુને પાર ઉતારે, અહો ગુરૂ. ૭

—⁂—

## ગુંહલી.

આવો આવો પાસજી મુજ મલીયારે—એ રાગ.

બેની મોરી સદાચારને નિત્ય પાલોરે, સંસારના શોક દુરે ટાલો; બેની.
શોકથી થાય ધર્મની હાણીરે, અંતે થાય ઘણી નુકશાનીરે;
શુભ કામની થાય ધુલધાની. બેની મોરી. ૧

શોકે આરત્ર રૈદ્ર ધ્યાન આવેરે, શુકલ ધ્યાન હૃદયમાં ન ભાવેરે;
ધર્મ ધ્યાન તેને ન સુહાવે. બેની મોરી. ૨
રડવા કુટવાથી કરમ બંધાયરે, તેથી પ્રાણી દુરગતિમાં જાયરે;
મુંરખ ટોલીમાં પહેલી ગણાય. બેની મોરી ૩
સદાચારથી મલે નિત્ય શાંતિરે, જ્ઞાન ભણવાથી ટલે છે ભ્રાન્તિરે;
રાખો સંતોષને ધરો ખાંતિ. બેની મોરી. ૪
એવુ જાણીને ધર્મને ધારોરે, શોક સંતાપને દુરે વારોરે;
કહે કલ્યાણ મલે શીવ બારો. બેની મોરી. ૫

---

## ગુંહલી.

સુણો ચંદાજી—એ રાગ.

સુણો શ્રાવકો આ શુ ધંધો માંડો તમે દુખી થવા,
નિજ કન્યાઓ વેચો છો તમે કેમ નરકે જવા;
એવા પાપને કેમ બાંધો છો, નવ તોડીને તેર સાંધો છો;
અબલાના ધનથી રાંધો છો. સુણો. ૧
નાત જાતથી નહી ડરો છો, કુકર્મોથી પેટ ભરો છો;
હાય કેર કાળો કેમ કરો છો. સુણો. ૨
લષ્ટ પુષ્ટ છતાં શુ સુજ્બુ છે, નીચ કાર્યથી ચિત્ત નહિ ધ્રુજ્બુ છે;
એવુ કર્મ તમારૂ કેમ ખીજ્બુ છે. સુણો. ૩
અબલાના નિશાશા લેઇને, દુરગતિમાં જસો તમે વહીને;
પોકાર કરશો કયાં જઇને. સુણો. ૪
ધંધો રોજગાર નવિ ગમે, કન્યા વેચીને માલ જમે;
વિષય સુખમાં નિત ચિત્ત રમે. સુણો. ૫

ભલે વેવાઈ ભીખારી થાવે, ભલે છોકરાંને નહિ પરણાવે;
પણ દીકરીની હુંડી સ્વીકરાવે. સુણો. ૬
અંતે દુખી થઈ થાકશો, દરિદ્ર અવસ્થામાં પડશો;
બુરી હાલતે દુખી થઇને મરશો. સુણો. ૭
હવે કુધારાની ટેવ છોડો, સમજીને નીતીમાં પ્રેમ જોડો;
કહે કલ્યાણ કદાગ્રહને તોડો. સુણો. ૮

---

## ગુંહલી.

---

કાંતિ મુનિજીને વાંદીયેરે, વાંદતાં પાપ પલાય—ગુરૂ મારા.
ભલેરે નગરમાં પધારીયારે.
પંચ માહાવ્રત પાલતારે, પાલે પાંચ આચાર–ગુરૂ મારા ભલેરે.
સુમતિ ગુપ્તિને ધારતારે, કરતા ભવિ ઉપકાર–ગુરૂ મારા ભલેરે. ૧
પ્રવર્ત્તક પદવી લહીરે, સુરત શેહેર મોજાર; ગુરૂ મારા–ભલેરે.
વિહાર કરંતા આવીયારે, કરવા અમ પર મેહેર. ગુરૂ મારા–ભલેરે.૨
ધર્મનો રસ્તો બતાવીનેરે, કરજો સુધારા અનેક; ગુરૂ મારા–ભલેરે.
વ્રત નિયમ કરાવીનેરે, રાખજો ધર્મની ટેક. ગુરૂ મારા–ભલેરે. ૩
તારા નગરના લોકનેરે, કરાવી ધર્મનો પ્રેમ; ગુરૂ મારા–ભલેરે.
ગુરૂ મોહન મુનિ તણારે, શિષ્ય કાંતિ મુનિ નામ. ગુરૂ મારા–ભલેરે.૪
કરજોડી સંઘ કરે વિનતીરે, સફલ કરો અમ આશ; ગુરૂ મારા–ભલેરે.
ઉણુનુ ચોમાસુ અહીઆં કરોરે, માનજો વિનંતી ખાસ.
ગુરૂ મારા ભલેરે નગરમાં પધારીયારે. ૫

---

## થાય જોડો.

આઠમ ચઉદશ પુનમ પાખી, ઘડા પછવાડે પાંચ શેરી નાંખીજી;
સ્વામીને ઘેરે સ્વામી પધાર્યા, સ્વામીને છેતરીયાજી. ૧
વીતરાગ દેવના ધર્મને પાલી, કુડકપટ દીલ ધારીજી;
બગતણી પેરે ભગતાઈ ધારી, ચઉવીશ જીનને સંભારીજી. ૨
આગમ વાણી નિત્ય સાંભલતાં, ઠગવાની કીરીયાઓ ચાલીજી;
લોભ દશામાં મુઝાવાથી, જીન વાણી ન સંભાલીજી. ૩
ધર્મ તણો એ ડોળ કરીને, શાશન દેવીને ઠગશેજી;
ધર્મી જીવો વિચારી જોજ્યો, કવિ કહે કેમ તરશેજી. ૪



## થાય જોડો.



પુણ્ય કરણી પાખીને દહાડે, વાત અચંભમે દીઠીજી;
બાર જણી પોસહ કરીને, કથલો કરવા બેઠીજી,
એક કહે મારો સ્વામી રૂડો, મુજને લાડ લડાવેજી;
રીશાંણી ભુખી સુઈ રહુ તો, સુખડીયાં લેઈ આવેજી. ૧
બીજી કહે મારે આજની રાતે, ઉંદરે આટો ખાધોજી;
હવે રોટલા શ્યાના કરીશુ, ચોલાનો ખીચડો રાંધોજી,
ત્રીજી કહે તું ભાંન વિનાની, વખત વિનાની ઉંઘેજી,
કામથી તું તો અંધ થઈ છે, તુજને કાંઈ નહિ સુજેજી; ૨
ચોથી કહે મારો પતિ ભાગ્યશાલી, નિત્ય નવા ઘાટ ઘડાવેજી,
આછાં વસ્ત્રને વલી ચોળીઓ, મોતીના હાર પહેરાવેજી;

ખાવા પીવા મારે સુખ ઘણુ છે, ઘરનાં હાંડલાં ધોવેજી,
પાંચમી કહે મારે દુખ ઘણુ છે, મુજને નહિ બોલાવોજી. ૩
છઠી કહે મારે માથે ધણી તે, વાતે વાતમાં મારેજી,
દુખનો દરીઓ મારે ઘણો છે, વલી ઘર માંહેથી કાડેજી;
સાંમણુ બાઈ સુલક્ષણી બોલી, સુખ દુઃખ મત અહીયાં દાખોજી,
ધર્મ સ્થાનકે વાતો કરશો તો, કર્મ બાંધીને ઘેર જાશોજી. ૪

## ઉપદેશક પદ.

ખરચના બોજા શીરપર ખમો, મુવા પર મિષ્ટાનો શું જમો;
છૈયાં વેચો છોકર વેચો, વેચો ઘરને નારી,
જમણુ તો કરવુ હમારે, એમ ગણી હુશીયારી;
એવા ખોટા બેવકુફ બનો.—ખરચના. ૧
ઘર બાલીને ખુબ પુલાવો, ખોટા ડોળે ચડો,
બે પૈસાના વ્યાજે કાઢી, દુઃખ દેવામાં પડો;
હીંદમાં એવા મુરખા તમો—ખરચના. ૨
લાજ આબરૂ કાં તપાસો, જપતી આવે મરો,
ઠામજ ઠીકરૂ બહારજ કાઢો, કેદની લાજે વરો;
એમ દેવા દારને નમો—ખરચના. ૩
છૈયાં છોકર બૈરાં દુખી, એમ કરતાં કાંઈ ડરો,
મરનારો તે મરી ગયો, તે પુંઠે લાડુ ચરો;
મૃતમાં ગાંડા થઈ શુ રમો—ખરચના. ૪
ઓ ઓ કરતા આવી બેસો, ધ્યાન લાડુનુ ધરો,
ખાવા માટે છેકજ હલકા, આ સુધારો ખરો;
વિચારો હાલનો આ સમો—ખરચના. ૫

આજુ બાજુ લાડુ ઉડતા, લ્યો લાડુ ભાઇ લાડુ,
બીજુ તરફ મરનારને રૂઓ, એ દેખીતુ આડુ;
એવા શબ્દો પર શું જમો-ખરચના. ૬
બાર વરસની રામા રાંડે, પણ લાડુના લોભી,
ખાવા માટે છેકજ હલકા, હીંદ એમ અશોભી;
બીછાવો લાલ જાજમો-ખરચના. ૭
કાલ કહે દુનિયાના લોકો, કાલરાક્ષસ આ કેવો,
મુવા પર પકવાન જમે એ, લોહી કોળીઓ લેવો;
વદે કેળ મુલ કારમો-ખરચના. ૮
પડયા ઉપર પાટુ દઇને, ખાતર વાંશે દીવો,
વહાલુ જાતાં કોણ ગણુકારે, એવા નર શું જીવો;
ગણે વિવાહ વાજમો-ખરચના. ૯
મલી નમન તમારૂ દીઠુ, અભક્ષ ખોરાક જમો,
કહે કલ્યાણુ હવે હઠ મુકો, કલિજુગનો આ સમો;
મુંઆ પર ધીરજ શાણા ખમો-ખરચના. ૧૦

---

## ઉપદેશક પદ.

---

આવો આવો ભાઈ આવો, શોક લાડુથી શમાવો;
મરણુ પાછલ મોજ ઉડાવો, ફરી વખત નહિ આવે આવો;
આવો. ૧

પ્રથમતો ઓ ઓ ઓ કહેતા, મુખથી બોલો રામ;
નનામીની પાછલ મુકયુ, હવે લાડુનુ કામ, ગમે તેટલા તેને તાવો;
આવો. ૨

મરણુ થાતાં કહે ભાઈ ભુંડું, મુખે બોલ મીઠા;
કાલી લીલી સફેદ પાગો, લાડુ ખાતાં દીઠા, એવા શોકે નહિ શરમાવો
આવો. ૩

કેટલાકતો જમવા નહિ આવે, શોક કહી સમજાવે;
ભાંણાના ડબલ લે લાડુ, ઘરમાં બેઠા ખાવે, લાડુ માટે વેશ ભજાવો.
આવો. ૪

નનામીની પાછલ દોડે, મુકે લાંબી પાકો આંખે તો આંસુ નવ દેખુ;
વહાલા તેને રોકો, લાડુ માટે ઠાઠર ચાવો. આવો. ૫

કલ્યાણુ મુનિ તણી શીખાંમણુ, સાભલી થાજો સારા;
મુવા ઉપર લાડુ ખાવા, એ રાક્ષસના ધારા;
એવા રંકને નહિ સતાવો. આવો. ૬

---

## સજઝાય.

---

આશ માસ ગેરી માસ થાસે, તારે માતાને હરખ ન માસે;
પુત્રનુ મુખ જોયુ મન મોહ્યુ, તારે હરખે મલ મુત્ર ધોયુ.
આશ. ૧

પુત્ર શરીરની વેદના દમતી, તારે માતા શત લુખુ જમતી;
પુત્ર શરીરની વેદના જાણી, તારે માતા પીયે મગ પાણી.
આશ. ૨

પ્રિય પુત્રને પરણાવો, કુંવર વહુને ઘેર લેઈ આવો;
મારો વાલો હસી હસી બોલે, એની બુદ્ધિ બાલકને તોલે.
આશ. ૩

માબાપની શરમ ન આંણે, એતો કુલ મર્યાદા ન જાણે;
હવે બડ બડ તમે નહિ કરજો, માન પોતાનુ નહિ ગમજો.
આશ. ૪

પહેલી પુત્રને આવીછે મુંછો, હવે માબાપ ને શું પુછો;
પછે પુત્રને આવીછે દાઢી, હવે માબાપને મુકશુ કાઢી.
આશ. ૫

વૃદ્ધ અવસ્થામાં શુ કરશુ, હવે પેટ કેવી રીતે ભરશુ;
માતા ખભે તે મુકજો ગળાણુ, તમે ઘેર ઘેર માગજો દળાણુ.
આશ. ૬

માતા ખભે તે નાંખો રાશ, તમે ઘેર ઘેર માગોને છાશ;
માતા ઘર વચ્ચે મુકજો દીવો, પછે કાતી પેંજીને ઘણુ જીવો.
આશ. ૭

કરા આવુતે નતુરે જાણુ, નહિતો ગાંઠે રાખત નાંણુ;
એવી વીર વિજયની વાણી. સજ્જાય જોડીછે અમૃત વાંણી.
આશ. ૮



